પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર

# સરળ ભૂગોળમાળા

## મણુકો ત્રીજો

# હિંદુસ્તાન

ગુજરાતી પાંચમા ધોરણ માટે

દોશી

પ્રાથમિક શાળાઓનાં ધોરણો માટે

# સરળ ભૂગોળમાળા

મણકો ત્રીજો

# હિંદુસ્તાન

પ્રયોજક

દ્વારકાદાસ મોતીચંદ દોશી

બી. એ., એસ. ટી. સી. ડી. (ઑનર્સ), ટી. ડી. (લંડન).

હેડમાસ્તર, ગવર્નમેંટ હાઈસ્કૂલ, નડિઆદ.

પ્રકાશક

મેસર્સ કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ,

નાણાવટ, સુરત.

૧૯૩૪

કિંમત રૂ. ૦-૫-૦

# પ્રસ્તાવના

ભૂગોળ શીખવવાની પદ્ધતિ સંબંધી જે મુખ્ય મુદ્દા ચર્ચવા જોઈએ, તે મારાં 'ગુજરાત' અને 'મુંબઈ ઇલાકા'નાં પુસ્તકોમાં ઘણાખરા ચર્ચાઈ ગયા છે, તેથી તે સંબંધે અત્રે વધારે કહેવાપણું રહેતું નથી; તોપણ અમુક બાબતો પર ભાર મૂકું તો તે અસ્થાને નહિ ગણાય.

૧. શીખવતી વખતે જુના તથા નવા જ્ઞાનનો પૂર્વાપર સંબંધ દૃષ્ટિમાં રાખીનેજ કામ લેવું.

૨. કાર્યકારણનો સંબંધ બતાવ્યા સિવાય વિદ્યાર્થીઓના મગજમાં કેટલુંક જ્ઞાન સજ્જડ ચોંટશેજ નહિ.

૩. વિદ્યાર્થીઓની શક્તિ તોળીનેજ તેમની સાથે કામ લેવું.

૪. જુદી જુદી જાતના પ્રશ્નો તથા કૃતિઓ શિક્ષકે ઉપજાવીને વિદ્યાર્થીઓ પાસેજ બનતાં સુધી તે પ્રશ્નોનો ઉકેલ કરાવવો તથા કૃતિઓ તૈયાર કરાવવી. ઇતેજાર વિદ્યાર્થીઓને પ્રશ્નો બનાવવા પ્રોત્સાહન આપવું, અને એમ કરીને વિદ્યાર્થીઓની કલ્પનાશક્તિ તથા બુદ્ધિ ખીલવવી.

૫. વિષય રસમય કરવા માટે તેમાં જાતજાતનો નવીન રસ ઉત્પન્ન કરવાની યોજનાઓ કરવી. દા. ત. કોઈ પણ પ્રદેશ સંબંધી રમુજી અગર જ્ઞાનથી ભરપુર અગર લોકોના વિચિત્ર રીતરિવાજ સંબંધી વાર્તાઓ કહેવી અને કહેવરાવવી, તથા શિક્ષણમાં 'રમત'નો ભાવ દાખલ કરવો.

૬. ખરું જ્ઞાનજ આપવા તરફ બહુ કાળજી રાખવી.

આ પુસ્તકમાં પણ આગલાં પુસ્તકોનીજ પ્રણાલિકા ચાલુ રાખવામાં આવેલી છે, તથા સત્ય વસ્તુનું સંશોધન કરીને ખરૂં જ્ઞાનજ વિદ્યાર્થીઓને મળે, તે બાબત તરફ ખાસ લક્ષ રાખવામાં આવેલું છે.

પ્રશ્નો અને કૃતિઓમાં પણ વિવિધતા દાખલ કરેલી છે, કે જેથી તે જાતના અનેક પ્રશ્નો અને કૃતિઓ શિક્ષક પોતે પણ ઉપજાવી શકે.

આશા છે કે મારાં આગલાં પુસ્તકોની માફક આ પુસ્તકને પણ શિક્ષકબંધુઓ તરફથી ટેકો મળશે.

આ પુસ્તકને વિદ્યાર્થીઓને અનુકૂળ બનાવવા માટે જાણે અજાણે કેટલાંક પુસ્તકો અગર અન્ય લેખકોમાંથી દોહન કર્યું હશે, તો તે દરેક કર્તાનો આ સ્થળે ઉપકાર માનવાની રજા લઉં છું.

ફરીથી એક વાર વિનંતી છે કે મારાં પુસ્તકોમાં જે કાંઈ ત્રુટિઓ રહી હોય તે જે કોઈ દાખવશે તેનો મારા તથા બાળકો પ્રત્યે અનહદ ઉપકાર થશે, એટલું કહી આ માળાનો ત્રીજો મણકો શિક્ષકબંધુઓ આગળ રજુ કરવાની રજા લઉં છું.

વિજયા દશમી, સં. ૧૯૯૦.
નડિઆદ.
તા. ૧૭-૧૦-૩૪

લેખક

# અનુક્રમણિકા

## પ્રાકૃતિક ભૂગોળ



## રાજકીય ભૂગોળ

## આકૃતિઓ, ચિત્રો અને નકશા.

# સરળ ભૂગોળમાળા

## હિંદુસ્તાન

### પાઠ ૧લો

### સામાન્ય જ્ઞાન

હિંદુસ્તાન આપણો દેશ છે. આપણુને દુનિયામાં બીજા આગળ વધેલા દેશ માટે માન હોય, છતાં પણ આપણા દેશ માટે તો આપણુને સંપૂર્ણ માન હોવુંજ જોઈએ; તથા દુનિયામાં બીજા દેશો આપણા દેશ કરતાં આગળ વધેલા હોય, તો તે દેશોની પંક્તિમાં આપણા દેશને મૂકવા તથા મુકાવવા હિંદીવાનો તરીકે આપણે સતત પ્રયત્ન કરવો જોઈએ; તેથી કરીને આપણો દેશ કઈ કઈ બાબતોમાં પછાત છે તે જાણવાનો પ્રયત્ન કરવો જોઈએ, અને આપણા દેશને આગળ ધપાવવા માટે કયાં કયાં સાધનોની જરૂર છે, અને તે સાધનોમાંથી કેટલાં આપણા દેશમાં મળી આવે તેવાં છે, તથા તેનો શી રીતે ઉપયોગ થાય, વગેરે વગેરે બાબતોનો આપણે અભ્યાસ કરવો જોઈએ.

આ અભ્યાસમાં ભૂગોળના વિષયનું બહુજ ઉંચું સ્થાન છે. આ વિષયનો બરાબર અભ્યાસ કરવાથીજ આપણુને ઉપરની બધી બાબતોની માહિતી મળી શકે, તેથી તે અભ્યાસની ખાસ જરૂર છે.

આપણા દેશમાં બધી જાતનાં સાધનો મળી શકે છે તથા છે. તે સાધનોને પરિણામેજ આપણો દેશ ઘણાજ જુના સમયથી પૃથ્વીના બધા

દેશોમાં બહુજ ઉંચું સ્થાન ભોગવે છે. જે વખતે દુનિયાના બધા દેશો અંધકારમાં ડૂબેલા હતા, તે વખતે આપણો દેશ બહુજ આગળ વધેલો હતો, તથા તેની જુની સંસ્કૃતિ બહુ જાણીતી છે,' તે તો આપણે સહજજ જોઈ શકીએ છીએ. જે વખતે બીજા દેશોને દુનિયા વિષે ઘણુંજ ઓછું ભૌગોલિક જ્ઞાન હતું, તે વખતે આપણા દેશના લોકો દુનિયાના ઘણાખરા ભાગોથી જાણીતા હતા, એવું આપણે આપણા પુરાણના ગ્રંથોમાંથી જાણી શકીએ છીએ. આપણા જુના ગ્રંથોમાં–**રામાયણ** જેવામાં પણ–દુનિયાના જુદા જુદા દેશો સંબંધી માહિતી આપેલી છે, તથા આપણા દેશના સાર્વભૌમ રાજાઓએ **ચીન, રશિઆ, તુર્કસ્તાન** વગેરે દેશોમાં સવારીઓ લઈ જઈને તે દેશો જીત્યા હતા એવું લખેલું છે.

ઉપલી બધી બાબતો જવા દઈએ તોપણ આ બાબતની એક મહાન સાબિતી તો મોજુદજ છે. **બૌદ્ધ ધર્મ**ની સ્થાપના હિંદુસ્તાનમાં થઈ હતી તે તો નિર્વિવાદ છે, અને બૌદ્ધ ધર્મ હિંદુસ્તાનમાંથી **તિબેટ, ચીન, જાપાન, સિઆમ** વગેરે દેશોમાં ફેલાયો છે તે પણ ચોક્કસ છે; તેથી હિંદુસ્તાનની અસર આ દેશોમાં થઈ તે કેવી રીતે ? હિંદુસ્તાનની દક્ષિણે તથા અગ્નિ ખુણામાં આવેલા મોટા મોટા ટાપુઓમાં પણ અત્યાર સુધી અસલનો હિંદુ ધર્મ પ્રચલિત છે. તે કેમ બન્યું હશે ? આપણા વેપારીઓ **અરબસ્તાન, પૂર્વ આફ્રિકા** તથા **દક્ષિણ આફ્રિકા**માં ઘણાં સૈકાંઓથી વેપાર અર્થે જઈ વસ્યા છે. આ બધું બતાવી આપે છે કે આપણો દેશ સુધારામાં ઘણોજ આગળ વધ્યો હતો, અને બીજા દેશોને આપણા દેશ પાસેથી ઘણું શીખવાનું મળતું, તથા આપણા દેશની સમૃદ્ધિને લીધે પરદેશીઓનો ડોળો આપણા દેશ પર રહ્યાજ કરતો હતો. આ કારણથી પરદેશીઓની આપણા દેશ પર છેલ્લાં ૨,૫૦૦ વર્ષમાં ઘણી સવારીઓ થઈ છે, અને પરદેશી રાજાઓએ આપણા દેશ પર ઘણાં સૈકાં સુધી અમલ ચલાવ્યો છે. આ કારણને લીધે ધીમે ધીમે આપણી સંસ્કૃતિ દબાતી ચાલી, તથા બીજા દેશો કરતાં આપણે પછાત પડી ગયા છીએ. અંગ્રેજ સરકારનો અમલ જામ્યા પછી આપણી પહેલાંની સંસ્કૃતિ પાછી જાગ્રત તથા સતેજ થઈ છે, અને

આ અમલની સહાયથી આપણે પાછા એવી સ્થિતિએ આવી શકીશું, કે જેથી દુનિયાની પ્રજાઓમાં પાછી અગ્ર સ્થાને આપણી ગણતરી થાય.

ઉપર લખ્યું તે ઉપરથી સમજાશે કે આપણે આપણા દેશની ભૂગોળને બહુજ બારીક અભ્યાસ કરવો જોઈએ, કે જેથી આપણે આપણા દેશની ઉન્નતિ કરવામાં સારો ભાગ લઈ શકીએ.

## કૃતિ અને પ્રશ્નો

૧. દુનિયાના બીજા દેશોની સરખામણીમાં અત્યારે હિંદુસ્તાનની કેવી ગણતરી છે?

૨. આપણા દેશનો જુના વખતનો ઇતિહાસ કેવો છે?

૩. આપણા દેશને બીજા દેશો જોડે અસલના વખતમાં સંબંધ હતો કે શી રીતે? તેવો સંબંધ હતો તે બતાવવાની આપણી પાસે શી સાબિતી છે?

૪. અસલના વખતમાં આપણા દેશ પાસેથી બીજા દેશોને કાંઈ લાભ મળ્યો હોય એવું કાંઈ તમે જાણો છો?

૫. આપણા દેશની ભૂગોળનો અભ્યાસ આપણે બારીકીથી શા માટે કરવો જોઈએ?

૬. આપણા દેશની સમૃદ્ધિથી આપણને શા ફાયદા અગર ગેરફાયદા થયા છે?

# પાઠ ૨જો

## હિંદુસ્તાન: સીમા-વિસ્તાર

આપણે આગલા પાઠમાં એમ કહ્યું કે આપણા દેશની સમૃદ્ધિથી ખેંચાઈને પરદેશીઓએ આપણા દેશ પર ઘણી સવારીઓ કરી છે, તો તે સવારીઓ કયે રસ્તે કરી હશે તે હવે આપણે જોઈએ.

આ સામે હિંદુસ્તાનનો પ્રાકૃતિક નકશો આપ્યો છે. તે પરથી જણાશે કે હિંદુસ્તાનની **ઉત્તર**માં મોટા ઉંચા પર્વતોની હાર છે. તે હારને **હિમાલય** પર્વત કહે છે. તે પર્વત તરફથી કોઈ પણ પરદેશી હુમલો આવી શકે તેવું નથી. આ ઉપરાંત **કારાકોરમ** તથા **હિંદુકુશ** પર્વતો પણ છે.



**પર્વત**

પૂર્વ બાજુએ પણ આ ઉત્તરના પર્વતોની શાખાઓ લંબાએલી છે. તે શાખાઓ **આસામ** અને **બ્રહ્મદેશ**માં જાય છે. તેમાં **પેગુયોમા** અને **આરાકાનયોમા** નામની પર્વતોની બે મોટી હારો છે. તેની બીજી

બાજુએ ચીન, હિંદી ચીન વગેરે દેશો છે, તેથી તે તરફથી પણ પરદેશી હુમલા આવી શકે તેવું નથી.



હિંદુસ્તાન : પ્રાકૃતિક

પશ્ચિમમાં પણ ઉત્તર બાજુએ અર્ધ સુધી પર્વતની હારો છે; પણ આ હારો તૂટક છે તથા તેમાં ખાંચા છે. આ પર્વતો **સુલેમાન** તથા

હાલાના નામથી ઓળખાય છે, અને તેમાં આવેલા ખાંચાઓ **ખૈબરઘાટ** (અફઘાનિસ્તાનના રસ્તા પર) અને **બોલનઘાટ** (બલુચિસ્તાનના રસ્તા પર) છે; તેથી જો પગરસ્તે હિંદુસ્તાન પર સવારી આવી શકે તો આ બે રસ્તેથી આવી શકે, અને થયું છે પણ તેમજ. આ રસ્તેજ હિંદુસ્તાન પરની બધી સવારીઓ થએલી છે. આ પર્વતોની બીજી બાજુએ **અફઘાનિસ્તાન** અને **ઈરાન**ના પહાડી પ્રદેશો છે. ફક્ત છેલ્લાં ત્રણસો વર્ષથી એટલે જ્યારથી **યુરોપ**ની પ્રજાઓ હિંદુસ્તાન સાથે વેપાર કરવા લાગી ત્યારથીજ દરિયા રસ્તે સવારીઓ થઈ છે.

તમે બીજી બાજુએ તપાસશો તો આપણે ઉપર કહી ગયા તે સિવાય હિંદુસ્તાનની બધી બાજુએ દરિયો છે. તેમાં પશ્ચિમમાં **અરબી સમુદ્ર**, દક્ષિણમાં **હિંદી મહાસાગર** અને પૂર્વમાં બંગાળાનો ઉપસાગર આવેલા છે. દરિઆઈ વ્યવહાર મોટા પ્રમાણમાં શરૂ થયા પછી જમીનમાર્ગનો વ્યવહાર કમી થઈ ગયો છે, અને દરિયાકિનારે મોટાં બંદરો ઉભાં થયાં છે.

આપણો દેશ ઘણો વિશાળ છે. તેની ઉત્તરથી દક્ષિણ સુધીની વધારેમાં વધારે લંબાઈ ૨,૦૦૦ માઈલ તથા પૂર્વથી પશ્ચિમ સુધીમાં વધારેમાં વધારે પહોળાઈ ૨,૫૦૦ માઈલ છે. તેનો એકંદર વિસ્તાર ૧૮,૦૦,૦૦૦ ચોરસ માઈલ છે. આ વિસ્તાર **બ્રિટિશ ટાપુઓ** કરતાં ૨૦ ગણાથી પણ વધારે છે. અત્યારે આખો હિંદુસ્તાન બ્રિટિશ સરકારની હકુમત તળે છે; પણ તેમાં લગભગ ૩/૪ અંગ્રેજ સરકારની સીધી હકુમત તળે છે, અને બાકીના ભાગ પર જુદા જુદા દેશી રાજાઓનો અમલ છે. આ બધા દેશી રાજાઓ અંગ્રેજ સરકારના રક્ષણ તળે છે.

આપણા દેશનો આકાર ઉંધા ત્રિકોણ જેવો છે અને તેની ત્રણ બાજુએ દરિયો છે, તેથી તે એક મહાન્ દ્વીપકલ્પ છે. આવા મોટા દેશની અંદર જુદી જુદી જાતના પ્રદેશો હોય તે સ્વાભાવિક છે. તેમાં ઉંચા પર્વતો, બહુજ ઠંડી તથા બહુજ ગરમીના પ્રદેશો, ગિરિમાળાઓ, રણના પ્રદેશ, જંગલો, ઉજ્જડ વેરાન પ્રદેશ વગેરે બધી જાતના પ્રદેશો

છે; તેમજ એકંદર દેશ ઘણો રસાળ હોવાથી દરેક જાતની ખેતી મોટા પ્રમાણમાં થાય છે, તેથી દુનિયાના બીજા દેશોના પ્રમાણમાં વસ્તી ઘણી ગીચ છે. આપણા દેશની વસ્તી હાલમાં છેલ્લી ગણતરી પ્રમાણે લગભગ ૩૫ કરોડ, ૩૦ લાખ માણસની છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. આપણા દેશના પ્રાકૃતિક નકશા પરથી તમે શું શું કહી શકો છો?

૨. આપણા દેશની સીમા તથા વિસ્તાર વિષે તમે જે જાણતા હો તે કહો.

૩. આપણા દેશની ચારે બાજુએ પર્વતો તથા દરીઓ છે, છતાં પણ પરદેશીઓએ કેવી રીતે સવારીઓ કરી હશે?

૪. આપણા વિશાળ દેશમાં કોણ રાજ્ય કરે છે?

૫. આપણા દેશની આબોહવા તથા વસ્તી વિષે તમે શું જાણો છો?

# પાઠ ૩ જો

## હિંદુસ્તાનઃ કુદરતી રચના

હિંદુસ્તાનના પ્રાકૃતિક નકશા તરફ ફરીથી નજર કરશો તો માલમ પડશે કે તેના કુદરતી ચાર ભાગ પડે છેઃ (૧) **ઉત્તરનો હિમાલયનો ઉંચો પ્રદેશ,** (૨) તેની દક્ષિણનાં **મધ્યનાં નદીઓનાં મેદાનો–સિંધુ–ગંગાનો પ્રદેશ,** (૩) તેથી દક્ષિણે **દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ,** અને (૪) દક્ષિણમાં **કિનારાના મેદાનની ફરતી સાંકડી પટી.**

(૧) **ઉત્તરનો ઉંચો પ્રદેશઃ**—આ પ્રદેશ હિમાલય પર્વતને લીધે પહાડી છે. તે છેક આસામની ઉત્તરથી શરૂ થઈ કાસ્મીર સુધી આવેલો છે. આ પર્વતો બહુ ઉંચા છે. તેમાં દુનિયમાં ઉંચામાં ઉંચાં શિખરો **માઉન્ટ એવરેસ્ટ** (૨૯,૦૦૨ ફુટ) અને **કાંચનગંગા** (૨૭,૮૧૫ ફુટ) આવેલાં છે, અને તેની હારોની હારો ૨૦૦ માઈલની પહોળાઈમાં પથરાએલી છે. આ હારોની વચ્ચે એવી મોટી ખીણો આવેલી છે, કે તેમાં યુરોપ ખંડનો સૌથી મોટો પર્વત **આલ્પ્સ** આખો સમાઈ જાય. આ પર્વતોમાં ઠેકાણે ઠેકાણે અમુક ઉંચાઈ સુધી મનુષ્યથી રહી શકાય તેવી જગાઓ છે, પણ અમુક ઉંચાઈએ ગયા પછી મનુષ્યને રહેવું અસહ્ય થઈ પડે છે. તેમાં મુખ્યત્વે કરીને કાસ્મીરના ઉચ્ચ પ્રદેશથી માંડીને નેપાળ તથા ભૂતાન સુધીનો બધો ઉચ્ચ પ્રદેશ રહેવા લાયક છે. તેમાં ઘણી પહાડી જાતો વસે છે. આ પ્રદેશનો દક્ષિણ તરફનો ઢાળ ઉભો છે. તેની દક્ષિણે મોટું વિશાળ મેદાન છે.

(૨) **મધ્યનાં નદીઓનાં મેદાનોઃ**—આ મેદાનો **સિંધુ** અને **ગંગા** તથા **બ્રહ્મપુત્રા** નદીની ખીણોની આસપાસ આવેલાં છે, તથા હજારો વર્ષોથી આ નદીઓએ આણેલા કાંપનાં બનેલાં છે. તેમાં કોઈ પણ જગાએ એક પણ પત્થર નથી, પણ સેંકડો ફુટનો માટીનો દળ છે. ગંગાની

ખીણનો દળ લગભગ ૫૦૦ ફુટ ઉંડો છે. આ મેદાન આસામ પાસે **આસ્યા** ડુંગરથી **સુલેમાન પર્વત** સુધી આવેલું છે. સિંધુ અને ગંગાની ખીણનાં મેદાનો વચ્ચે **થરનો** પાણી વિનાનો લગભગ ૫૦૦-૬૦૦ ફુટ ઉંચાઈનો પ્રદેશ છે. ત્યાં પાણીની તાણને લીધે **રણ** છે. બાકીનો બધો પ્રદેશ નદીઓએ આણેલા કાંપનો બનેલો હોવાથી બહુજ રસાળ છે, અને તેથી કરીને ગીચ વસ્તીવાળો પણ છે.




હિંદુસ્તાનની મધ્યમાં પર્વતની બીજી હારો આવી જવાથી હિંદુસ્તાનના બે ભાગ પડી જાય છે. આ પર્વતની હારોમાં પશ્ચિમમાં **અરવલ્લીની** હારો અને મધ્યમાં **વિંધ્યાચળ** તથા **સાતપુડાની** હારો છે. એ પર્વતોને લીધે ઉત્તરના પ્રદેશ અને દક્ષિણના પ્રદેશ વચ્ચે પહેલાં વ્યવહાર બહુજ થોડો હતો, અને સાધારણ રીતે વિંધ્યાચળની ઉત્તરના પ્રદેશને **હિંદુસ્તાન** એવું નામ આપતા. હિંદુસ્તાન **સિંધુ** શબ્દ પરથી નીકળેલો છે. પરદેશીઓની સવારીઓ **ખૈબરઘાટ** તથા **બોલનઘાટને** રસ્તેથી આવતી, અને તેમના માર્ગમાં પહેલાંજ સિંધુ નદી આવતી, તેથી આ દેશને તેઓએ **સિંધુસ્તાન** (હિંદુસ્તાન) એવું નામ આપ્યું હતું.

**( ૩ ) દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ:**—ઉપરના પહાડી પ્રદેશની દક્ષિણે મોટો વિશાળ ઉચ્ચ પ્રદેશ છે. તેનો આકાર ત્રિકોણ જેવો છે. તેની સરાસરી ઉંચાઈ ૨,૦૦૦થી ૩,૦૦૦ ફુટ છે. તેની પશ્ચિમ બાજુ પર મોટા ડુંગરો આવેલા છે. તે **સહ્યાદ્રિ** અગર **પશ્ચિમઘાટના** નામથી

ઓળખાય છે. આ ડુંગરોની ઉંચાઈ સરાસરી ૩,૦૦૦ ફુટ છે અને તેમાં ખાંચાઓ નથી. આ પ્રદેશનો ઢાળ પૂર્વ તરફ છે. તેની પૂર્વ બાજુએ પૂર્વઘાટના ડુંગરો આવેલા છે. તેની સરાસરી ઉંચાઈ ૨,૦૦૦ ફુટ છે, પણ તેમાં ઘણા ખાંચાઓ છે. પશ્ચિમઘાટમાંથી નીકળેલી ઘણી નદીઓ આ ખાંચાઓમાં થઈને વહે છે.

(૪) **દક્ષિણમાં કિનારાના મેદાનની સાંકડી પટી:**—છેક બંગાળાથી માંડીને દક્ષિણના ઉચ્ચ પ્રદેશને ફરતી આ પટી છે. આ પટી પૂર્વ કિનારા પર દરિયાથી લગભગ ૧૦૦ માઇલ અને કેટલીક જગાએ તેથી વધારે પહોળી છે; પણ પશ્ચિમ કિનારા પર તો આ પટી સાંકડી છે, અને કેટલેક ઠેકાણે તો તેની પહોળાઈ ૫૦ માઇલથી પણ ઓછી છે. આ પ્રદેશ દરિયાની સપાટીથી સરાસરી ૬૦૦ ફુટ ઉંચો છે. આ પ્રદેશ પણ નદીઓએ ઘસડી આણેલા કાંપનો બનેલો હોવાથી ફળદ્રુપ છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. હિંદુસ્તાનના કુદરતી કેટલા ભાગ પડી શકે?

૨. તે દરેક ભાગ વિષે તમે શું જાણો છો?

૩. હિંદુસ્તાનની નદીઓ કઈ તરફ વહે છે અને શા માટે?

૪. સિંધુ-ગંગાનું મેદાન કેવી રીતે બન્યું હશે? આ મેદાન નદીઓને લીધે બન્યું છે તેની શી ખાતરી?

૧૦૫૮૯

# પાઠ ૪થો

## હિંદુસ્તાનઃ ગિરિમાળાઓ

હિંદુસ્તાન દેશ ગિરિમાળાઓથી ભરપુર છે. હવે આપણે આ જુદી જુદી ગિરિમાળાઓનાં દર્શન કરીશું.

( ૧ ) **હિમાલયઃ**—આ ગિરિમાળા સંબંધી મેં તમને આગલા પાઠમાં થોડુંક કહ્યું છે. હિમાલય એટલે હિમ + આલય (હિમનું રહેઠાણ). આ ગિરિમાળાના ઘણાખરા ભાગ પર નિરંતર બરફ રહ્યા કરે છે. બરફ અમુક પર્વત પર કેટલી ઉંચાઈએ શરૂ થાય તેનો આધાર બે બાબતો પર છેઃ ( ૧ ) તે પર્વતની પૃથ્વી પર જગા, અને ( ૨ ) ઋતુ.

( ૧ ) જો દેશ વિષુવવૃત્તની પાસે હોય તો ત્યાં ગરમી વધારે લાગે. એથી આપણે ઘણા ઉંચા જઈએ ત્યારે એવી ઠંડી લાગે કે ત્યાં પાણીનો બરફ થઈ જાય. હિમાલયમાં સામાન્ય રીતે ૧૪,૦૦૦ ફુટથી ઉંચા ભાગોમાં બરફ રહે છે. જેમ જેમ આપણે વિષુવવૃત્તથી દૂર ઉત્તર અગર દક્ષિણ તરફ જઈએ તેમ તેમ પ્રદેશ ઠંડા થાય છે, તેથી થોડી ઉંચાઈએ પણ બરફ રહે છે. દાખલા તરીકે **આબુ પર્વત**ની ઉંચાઈ ૫,૬૦૦ ફુટ છે, અને **નીલગિરિ પર્વત**ની ઉંચાઈ ૭,૦૦૦ ફુટ કરતાં વધારે છે, છતાં પણ ત્યાં બરફ રહેતો નથી; પણ ઈંગ્લાંડમાં ૩,૦૦૦ ફુટ ઉંચા પર્વતો પર પણ નિરંતર બરફ રહ્યા કરે છે.

( ૨ ) **ઋતુઃ**—ઉનાળામાં ગરમી વધારે લાગે, તેથી અમુક ઉંચાઈ સુધી તો બરફ ઓગળી જાય; પણ શિઆળામાં તે જગાએ પાછો બરફ જામી જાય. સાધારણ રીતે ઉનાળામાં હિમાલય પર ૧૪,૦૦૦ ફુટની ઉંચાઈએ બરફ માલમ પડે છે, પણ શિઆળામાં તો ૭,૦૦૦ ફુટની ઉંચાઈએ પણ બરફ જામે છે.

ઉપર બતાવ્યા પ્રમાણે હિમાલયનો ઘણોખરો ભાગ બરફથી ઢંકાએલો રહે છે. આ ગિરિમાળા **કાશ્મીર**થી **આસામ** સુધી લગભગ ૧,૫૦૦

માઇલ લાંબી છે, અને તેની પહોળાઈ લગભગ ૨૦૦ માઇલ છે. તેની સરાસરી ઉંચાઈ ૧૫,૦૦૦ ફુટ છે. તેમાં સો ઉપરાંત શિખરો ૨૦,૦૦૦ ફુટ કરતાં ઉંચાં છે. તેમાં મુખ્ય **એવરેસ્ટ** (૨૯,૦૦૨ ફુટ), **કાંચનગંગા** (૨૭,૮૧૫ ફુટ), **ધવલગિરિ** (૨૭,૦૦૦ ફુટ), **નંગા પર્વત** (૨૭,૦૦૦ ફુટ), અને **નંદાદેવી** (૨૬,૦૦૦ ફુટ) છે.

આ શિખરો પર જઈ શકાતું નથી. છેલ્લાં થોડાં વર્ષોથી દર સાલ આ શિખરોની ટોચ પર જવા માટે પ્રયાસો થાય છે, અને તેને માટે ખાસ સાધનો તૈયાર કરીને યુરોપના શોધકોની ટોળીઓ દર વર્ષે આવે છે; પણ હજુ સુધી **એવરેસ્ટ** પર્વતની ટોચ પર કોઈ જઈ શક્યું નથી.

હિમાલય મોટો **જળક્ષેપક પ્રદેશ** છે. તેના દક્ષિણ તથા પૂર્વ ઢાળમાં અસંખ્ય નદીઓ વહે છે, તેમજ તેના પોલાણના પ્રદેશોમાં મીઠાં નિર્મળ પાણીનાં મોટાં સરોવરો છે. **કૈલાસ** શિખર હિંદુઓનું પવિત્ર સ્થળ છે. તેની પાસે **માન** અને **રાવણહ્રદ** નામે બે મોટાં સરોવરો છે. આ સરોવરની પાસેજ હિંદુસ્તાનની મોટી નદીઓ **સિંધુ, સતલજ, જમના, ગંગા, બ્રહ્મપુત્રા** વગેરેનાં મૂળ છે. હિમાલયમાંથી નીકળતી નદીઓમાં વરસમાં બે ઋતુમાં પૂર આવે છેઃ એક તો બધી નદીઓની માફક ચોમાસામાં વરસાદનાં પાણીને લીધે, અને બીજું ઉનાળામાં બરફ ઓગળવાથી. આ કારણથી તે નદીઓની ખીણોના પ્રદેશો બહુજ રસાળ છે. વળી આ નદીઓ હિમાલયમાંથી એટલો બધો કાંપ ઘસડી લાવે છે, કે તેને પરિણામે તેમની ખીણોમાં બહુજ રસાળ મેદાનો બની ગયાં છે; તે નદીઓની ખીણોમાં આપણે ૫૦૦ ફુટ ઉંડું ખોદીએ છતાં એક પણ પત્થર આપણા હાથમાં આવે નહિ તેવી માટીના થરની જમીન છે. વળી તે નદીઓના પ્રદેશમાં કદી પણ પાણીનો દુકાળ પડતો નથી. આ ઉપરાંત ઉચ્ચ પ્રદેશ પર રહેતા બરફના દબાણથી પર્વતની બાજુ પર **હિમનદી**ઓ વહે છે. આ નદીઓની ઝડપ આખા દિવસમાં એક બે ફુટ હોય છે.

હિમાલય પર્વત પર તથા તેની તળેટીમાં ઘણાં ઘાડાં જંગલો છે. ઘણી ઉંચાઈએ દેવદાર, ઓક વગેરે તથા નીચાણના ભાગમાં તાડ, વડ

વગેરે થાય છે. તળેટીના ભાગનાં જંગલોને 'તેરાઈ' કહે છે. તેનાં હવાપાણી બહુ નબળાં છે; તેમ ત્યાં ફાડી ખાનારાં જંગલી પશુઓ બહુ રહે છે.

હિમાલય પાસે **શિવાલિક** પર્વત છે. તે **ગંગા** અને **બિઆસ** નદીની વચ્ચે આવેલો નીચો પર્વત છે. તેમાંથી અસલના વખતનાં મોટાં જાનવરોનાં હાડકાં મળે છે.




## એશિઆ ખંડ: ગિરિમાળા

હિંદુસ્તાનની ઉત્તરે **પામીર**નો ઉચ્ચ પ્રદેશ છે. તેની સરાસરી ઉંચાઈ ૧૮,૦૦૦ ફુટ છે. આ ઠેકાણે કેમ જાણે પર્વતોની ગાંઠ પડી હોય અને તેમાંથી જુદી જુદી દિશામાં પર્વતોના ફાંટા નીકળ્યા હોય તેવું લાગે છે. આવી એક શાખા **હિમાલય** છે. આ ગાંઠમાંથી હિમાલયના બીજા ત્રણ ફાંટાઓ નીકળે છે. તેમાં **કારાકોરમ** કાશ્મીરની તથા તિબેટની ઉત્તરે આવેલો છે. તે ૬૦૦ માઇલ લાંબો છે. તેની સરાસરી ઉંચાઈ ૧૮,૦૦૦ ફુટ છે. તેમાં આવેલું **ગૉડવીન ઑસ્ટીન** નામનું શિખર (૨૮,૨૫૦ ફુટ) એવરેસ્ટથી સહેજ નીચું છે. બીજો ફાંટો **હિંદુકુશ** કાશ્મીરના નૈર્ઋત્ય ખુણા તરફ જાય છે. તે ૬૫૦ માઇલ લાંબો છે. તેની સરાસરી ઉંચાઈ ૧૫,૦૦૦

ફુટ છે. તેમાં પણ હિમાલયની માફક ૨૦,૦૦૦ ફુટથી ઉંચાં કેટલાંક શિખરો છે. ત્રીજો ફાંટો વાયવ્ય તરફ જાય છે. તે **સુલેમાન** અને **હાલા** પર્વતની ગિરિમાળાઓને નામે ઓળખાય છે. **સુલેમાન** ૩૫૦ માઇલ અને **હાલા** પર્વત ૨૦૦ માઇલ લાંબો છે. સુલેમાન ગિરિમાળામાં ઉંચામાં ઉંચું શિખર **તખ્તે સુલેમાન** ૧૧,૦૦૦ ફુટ ઉંચું છે. આ પર્વતો પંજાબ અને સિંધની પશ્ચિમ સરહદ પર આવેલા છે. સુલેમાન પર્વત હિંદુસ્તાનને અફઘાનિસ્તાનથી અને હાલા પર્વત હિંદુસ્તાનને બલુચિસ્તાનથી જુદા પાડે છે.

**વિંધ્ય પર્વત:**—આ ગિરિમાળા હિંદુસ્તાનની મધ્યમાં આવેલી છે, અને તે હિંદુસ્તાનના **ઉત્તર હિંદુસ્તાન** અને **દક્ષિણ હિંદુસ્તાન** એવા બે ભાગ પાડે છે. આ પર્વત નર્મદા નદીને ઉત્તર કિનારે ખંભાતના અખાતથી પૂર્વમાં ૭૦૦ માઇલ સુધી લંબાય છે. તેની સરાસરી ઉંચાઈ ૨,૫૦૦ ફુટ છે. તેના **અમરકંટક** નામના શિખરમાંથી નર્મદા નદીનો જન્મ થાય છે.

**સાતપુડા:**—નર્મદા નદીને ઉત્તર કિનારે જેમ વિંધ્યાચળ પર્વત છે, તેમ તેને દક્ષિણ કિનારે આ પર્વત છે તેની લંબાઈ પણ લગભગ ૬૦૦ માઇલ છે. તેનું **પંચમઢી**નું શિખર ૪,૫૦૦ ફુટ ઉંચું છે. મધ્ય પ્રાંતના ગવર્નર ત્યાં ઉનાળામાં હવા ખાવા જાય છે.

**અરવલ્લી:**—આ ડુંગરોની હાર રજપુતાનામાં આવેલી છે. તેની ઉંચાઇ ૩,૬૦૦ ફુટ છે. તેનું ઉંચામાં ઉંચું શિખર **માઉંટ આબુ** ૫,૬૫૦ ફુટ ઉંચું છે. ગરમીની ઋતુમાં ઘણા રાજામહારાજાઓ તથા રજપુતાના સ્ટેટ્સ એજંસિ અને વેસ્ટર્ન ઇંડિઆ સ્ટેટ્સ એજંસિના એજંટ ટુ ધી ગવર્નર જનરલો ત્યાં હવા ખાવા જાય છે.

**પશ્ચિમઘાટ** અને **પૂર્વઘાટ:**—વિંધ્યાચળ અને સાતપુડાની દક્ષિણનો હિંદુસ્તાનનો બધો ભાગ ઉચ્ચ પ્રદેશ છે, પણ ત્રિકોણ આકારના દક્ષિણ પ્રદેશની બન્ને બાજુએ કિનારાથી થોડે દૂર પર્વતની હારો છે. પશ્ચિમ કિનારા પર આવેલી હારને **પશ્ચિમઘાટ** અને પૂર્વ કિનારા પર આવેલી હારને **પૂર્વઘાટ** કહે છે. પશ્ચિમઘાટની સરાસરી ઉંચાઇ ૩,૦૦૦ ફુટ છે. તેમાં સૌથી ઉંચું શિખર **મહાબળેશ્વર** છે. તેની ઉંચાઇ ૪,૮૦૦

ફુટ છે. મુંબઈના ગવર્નર ગરમીની ઋતુમાં ત્યાં હવા ખાવા જાય છે. પશ્ચિમઘાટ અને બાજુના દરિયાકિનારા વચ્ચે ત્રીસ ચાલીસ માઈલનો નીચા મેદાનનો ઘણોજ ફળદ્રુપ પટો છે. પશ્ચિમઘાટનું બીજું નામ **સહ્યાદ્રિ** છે. આ પર્વત સળંગ છે. અને તેમાં બહુ થોડા ખાંચા છે. પૂર્વઘાટ તેના કરતાં નીચો છે, અને તે ઠેકઠેકાણે તૂટેલો છે; વળી દક્ષિણના આખા પ્રદેશનો ઢાળ પૂર્વ તરફ હોવાથી દક્ષિણની બધી મોટી નદીઓ પૂર્વ તરફ આ ખાંચાઓમાં થઈને વહે છે.

**નીલગિરિ:**—ત્રિકોણની બે બાજુ જ્યાં મળે ત્યાં ટોચ હોય છે. તે પ્રમાણે જ્યાં પશ્ચિમઘાટ અને પૂર્વઘાટ મળે છે, ત્યાં આ પર્વત આવેલો છે. તેનું ઉંચામાં ઉંચું શિખર **દોદાબેટા** છે. તે ૮,૭૬૦ ફુટ ઉંચું છે. તેનું બીજું શિખર **ઉતાકામંડ** અગર **ઊટી** ૭,૦૦૦ ફુટ ઉંચું છે. ત્યાં મદ્રાસના ગવર્નર ઉનાળામાં હવા ખાવા જાય છે.

**અનમલાઈ, કાર્ડેમમ** અને **પાલની** નીલગિરિની દક્ષિણે છે, અને છેક **કન્યાકુમારી** ભૂશિર સુધી લંબાય છે. નીલગિરિ અને આ પર્વતો વચ્ચે **પાલઘાટ** નામનો ઘાટ (ખીણના નીચા મેદાન જેવા પ્રદેશનો રસ્તો) આવેલો છે.

આ ઉપરાંત બ્રહ્મદેશમાં પર્વતો આવેલા છે; તે હિમાલયની શાખાઓ છે.

**પતકોઈ પર્વત:**—બ્રહ્મદેશની પશ્ચિમ સરહદ પર આવેલો છે. તેના ફાંટાઓ **નાગા, ખાસ્યા** અને **ગારો** ડુંગરો છે.

**આરાકાનયોમા** અને **પેગુયોમા:**—આ ડુંગરોની હારો એક બીજીને સમાંતર આવેલી છે, અને તે બ્રહ્મદેશની નદીઓના પ્રદેશને જુદો પાડે છે.

## હિંદુસ્તાનનો પરદેશ જોડે જમીનમાર્ગે સંબંધ

આપણો દેશ પર્વતોથી ચારે બાજુએ વીંટાએલો હોવાથી બીજા દેશો જોડે એ પર્વતોની ખીણમાંના ડુંગરી માર્ગો વડેજ તેને સંબંધ હતો. આવા ડુંગરી માર્ગોને **ઘાટ** કહે છે.

**બોલનઘાટ:**—આ ઘાટ વાટે બલુચિસ્તાનમાં જવાય છે.

**ખાઈબરઘાટ:**—આ ઘાટ વાટે અફઘાનિસ્તાનમાં જવાય છે.

**કારાકોરમઘાટ:**—આ ઘાટ વાટે કાશ્મીરમાંથી ચિનાઈ તુર્કસ્તાનમાં જવાય છે.

**જેલાપલાઘાટ:**—આ ઘાટ વાટે સિકિમમાંથી તિબેટમાં જવાય છે.

## કૃતિ અને પ્રશ્નો



ખાઈબરઘાટ

૧. આપણા દેશની બધી ગિરિમાળાઓ ગણાવી જાઓ.

૨. તે દરેક ગિરિમાળા સંબંધી તમે શું જાણો છો?

૩. પર્વતો પર બરફ કેમ રહેતો હશે, તથા કેટલી ઉંચાઈએ રહેતો હશે, તે કારણો સાથે સમજાવો.

૪. હિમાલયને જળ-ક્ષેપક પ્રદેશ કેમ કહેતા હશે?

૫. હિમાલયમાંથી નીકળતી નદીઓમાં વરસમાં બે વખત કેમ પૂર આવતાં હશે?

૬. પામીરની ગાંઠ એ શું હશે?

૭. હિંદુસ્તાનની જુદી જુદી ગિરિમાળાઓમાં આવેલાં જાણીતાં ઉંચાં શિખરોનાં નામ આપો. તે શાને માટે જાણીતાં છે?

૮. તમારા રૂપરેખાવાળા નકશામાં હિંદુસ્તાનની ગિરિમાળાઓ લીટીઓ દોરીને બતાવો.

## પાઠ ૫મો

# હિંદુસ્તાનઃ નદીઓ, જળાશયો તથા રણના પ્રદેશો

હવે આપણે હિંદુસ્તાનમાં નદીઓ ક્યાં હોઈ શકે તે તપાસીએ. તે સમજતા પહેલાં આપણે નદીઓની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તે જાણવું જોઈએ. આ સંબંધી કેટલુંક ગુજરાત તથા મુંબઈ ઇલાકાની ભૂગોળમાં કહેવાઈ ગયું છે. ( ૧ ) નદીઓ સાધારણ રીતે જળક્ષેપક પ્રદેશમાં પડતા પાણીથી બને છે, અગર તો ( ૨ ) પૃથ્વીની સપાટીમાં કોઈ જગાએ મોટો ખાડો હોય, તેમાં આસપાસ પડેલા વરસાદનું પાણી ભરાઈને બહાર નીકળતા પાણીમાંથી નદીઓ બને, અગર તો ( ૩ ) બહુ ઉંચા પર્વતો પર બરફ પડી રહેતો હોય, તેના ઓગળવાથી પાણી થાય તેમાંથી નદીઓ બને.



નદી કેમ બનેછે.

પાણી પર તો મનુષ્ય જાતની આબાદીનો બધો આધાર છે, તેથી જ્યાં પાણી પુષ્કળ મળતું હોય ત્યાંજ મનુષ્યનો વસવાટ થાય. આજ કારણથી સાધારણ રીતે ગામડાં અને શહેરો નદીકિનારે હોય છે. નદીઓની ઉપયોગિતાનો આધાર છ બાબતો પર છે.

( ૧ ) પાણીનો જથો. ( ૨ ) પાણીની ઝડપ. ( ૩ ) નદીની લંબાઈ, પહોળાઈ અને ઉંડાઈ. ( ૪ ) જે પ્રદેશમાંથી નદી વહેતી હોય, તે પ્રદેશની–નદીની ખીણના પ્રદેશની–ભૂતળરચના. ( ૫ ) નદીનું મૂળ. ( ૬ ) નદીનું મુખ.

૧. **પાણીનો જથો:**—જેમ નદીમાં પાણીનો જથો વધારે, તેમ તેનો ઉપયોગ ઘણી રીતે થાય તેમાંથી નહેરો કાઢીને ખેતી માટે આસપાસના ઘણા પ્રદેશોને પાણી પુરૂં પાડી શકાય.

૨. **પાણીની ઝડપ:**—નદી જો ડુંગરાળ અને ઢાળવાળા પ્રદેશમાં થઈને વહેતી હોય, તોજ પાણીની ઝડપ વધારે હોય. આવી નદી આડા બંધ બાંધીને તે પાણીને નળ વાટે નીચી સપાટી પર લઈ જઈને વીજળી પેદા કરવાના ઉપયોગમાં લેવાય. ઝડપવાળી નદીમાં વહાણોને ફરવાનું મુશ્કેલ પડે.



**નદી આડો બંધ**

૩. **નદીની લંબાઈ, પહોળાઈ અને ઉંડાઈ:**—લાંબી, પહોળી અને ઉંડી નદીઓ જળમાર્ગ તરીકે ઉપયોગી થવા ઉપરાંત નહેરો વાટે આસપાસના પ્રદેશને પાણી પુરૂં પાડવાના ખપમાં આવે. આવી નદીઓમાં જ્યારે પૂર આવે ત્યારે આસપાસના પ્રદેશોમાં પાણી ફરી વળે, તેથી તેમાં આવતો કાંપ જમીન પર પથરાય અને જમીન ફળદ્રુપ બને.

૪. **નદીની ખીણના પ્રદેશની ભૂતળરચના:**—નદી જો રસાળ પ્રદેશ અગર મેદાનમાં થઈને વહેતી હોય, તોજ તેનો ઉપયોગ બરાબર થાય.

૫. **નદીનું મૂળ:**—પાણીના જથાનો આધાર નદીના મૂળ પર છે. જો નદી સરોવરમાંથી અગર બરફવાળા પર્વતમાંથી નીકળતી હોય, તોજ તેમાં આખું વર્ષ પાણી રહે; નહિતર ઉનાળામાં તેમાં પાણી સુકાઈ જાય.

૬. **નદીનું મુખ:**—જો મુખ સારૂં, ઉંડું અને પહોળું હોય, તો તેનો જળમાર્ગ તરીકે બહુ સારો ઉપયોગ થઈ શકે.

હવે આપણે હિંદુસ્તાનની નદીઓ સંબંધી વિચાર કરીએ.

## ઉત્તર હિંદની નદીઓ

**સિંધુ** (૨,૦૦૦):—તેનું મૂળ હિમાલયમાં કૈલાસ શિખર આગળ **માન** સરોવરમાં છે. આ નદીને હિમાલયના જુદા જુદા પ્રદેશમાંથી નીકળતી પાંચ નદીઓ **જેલમ, ચિનાબ, રાવી, બિઆસ** અને **સતલજ** મીઠાકોર પાસે મળે છે, તેથી તે બહુ મોટી બને છે. હાલમાં **સક્કર** આગળ આ નદી આડો મોટો બંધ બાંધીને તેમાંથી મોટી નહેરો કાઢવામાં આવી છે, તેથી સિંધનો ઘણો ભાગ હવે બગીચા જેવો ફળદ્રુપ બની ગયો છે. તેના મુખથી ફક્ત ૪૦૦ માઈલ સુધીજ વહાણો ફરી શકે છે. તે કરાંચીથી થોડે દૂર અરબી સમુદ્રને મળે છે.

**ગંગા** (૧,૫૦૦):—તે હિમાલયના **ગંગોત્રી** શિખરમાંથી નીકળી સંયુક્ત પ્રાંતો તથા બંગાળામાં વહી બંગાળાના ઉપસાગરને મળે છે. **હરદ્વાર** આગળ તેનો પ્રવાહ શરૂ થાય છે. ત્યાં તે બહુ પવિત્ર ગણાય છે. તેમજ **અલ્લાહાબાદ (પ્રયાગ)** પાસે જ્યાં જમના નદી સાથે તેનો સંગમ થાય છે, ત્યાં પણ તે બહુ પવિત્ર ગણાય છે. તેના પાણીમાં ન્હાય તેને મોક્ષ મળે, એવી હિંદુઓની માન્યતા છે. તેનું બીજું નામ **ભાગીરથી** છે. બંગાળાના ઉપસાગર પાસે તેને **હુગલી** કહે છે. તેને ઘણી શાખાઓ છે. તેમાં મુખ્ય **જમના, ચંબલ, શોણ, ગોમતી, ગોગ્રા, ગંડકી** વગેરે છે. ગંગા નદીનો બ્રહ્મપુત્રા સાથે સંગમ થાય છે. આ બે મોટી નદીઓ બહુ માટી ઘસડી લાવે છે, તેથી તેમનાં મુખ આગળ એક મોટો ફળદ્રુપ ત્રિકોણાકાર પ્રદેશ થયો છે. આ નદીમાંથી પુષ્કળ નહેરો કાઢવામાં આવી છે. એક નહેર તો છેક **હરદ્વારથી** શરૂ થઈ **કાનપુર** આગળ ગંગાનેજ પાછી મળે છે. આ નહેરોથી ગંગાની

ખીણનો આખો પ્રદેશ બહુજ ફળદ્રુપ બન્યો છે. તેના મુખથી ૯૦૦ માઈલ સુધી તેમાં વહાણો ફરી શકે છે.



**જમના** (૮૬૦):—આ નદી ગંગા નદીની મોટામાં મોટી શાખા છે. તે નંદાદેવી નામના શિખરમાંથી નીકળે છે. આ નદીનો પ્રયાગ આગળ ગંગા સાથે સંગમ થાય છે. તે સ્થળને **ત્રિવેણી** (ત્રણ નદીઓનો સંગમ)

કહે છે. એમ મનાય છે કે અહીં **સરસ્વતી** નદી ગુપ્ત રીતે તેમને મળે છે. અહીં ભરાતા **કુંભના મેળામાં** લાખો માણસો એકઠાં થાય છે. આ નદીની બે શાખાઓ છે: **ચંબલ** અને **બટવા.**

**બ્રહ્મપુત્રા** (૧,૮૦૦):—તે તિબેટમાં કૈલાસ શિખર પાસે **માન** સરોવરમાંથી નીકળી પૂર્વ તરફ વહે છે. તિબેટમાં તેને **સાંપુ** કહે છે. ૮૦૦ માઇલ પૂર્વમાં વહ્યા પછી તે દક્ષિણ તરફ વહીને હિંદુસ્તાનમાં પ્રવેશ કરે છે. તેને હિંદુસ્તાનમાં **બ્રહ્મપુત્રા** કહે છે, પણ બંગાળાના ઉપસાગર આગળ તેને **મેઘના** કહે છે. તેને સિંધુ તથા ગંગાની માફક મોટી શાખાઓ નથી, તેમજ તેનો ઘણોખરો ભાગ પર્વતમાંજ વહેતો હોવાથી તે બહુ ઉપયોગી નથી. પૂર્વ બંગાળામાં દાખલ થયા પછી તે ખેતી માટે ઉપયોગી છે.

## મધ્ય હિંદની નદીઓ



ધોધ

**નર્મદા** (૭૩૫):—અમરકંટકના જળક્ષેપક પ્રદેશમાંથી નીકળી તે પશ્ચિમ તરફ વહે છે. તેની ખીણનો પ્રદેશ જંગલોથી ભરપુર છે. તે પણ ઘણી પવિત્ર ગણાય છે. તેને કાંઠે ઘણાં તીર્થનાં સ્થળો છે. તેમાં **શુકલતીર્થ** પ્રખ્યાત છે. ત્યાં દર વરસે મોટો મેળો ભરાય છે. તે ખંભાતના અખાતને મળે છે. ત્યાં તેનું મુખ ૧૭ માઇલ પહોળું છે, તોપણ તે રેતીથી પુરાઈ ગએલું હોવાથી મોટાં વહાણો હવે ભરૂચ સુધી જઈ શકતાં નથી. તેનો **સુરપાણનો ધોધ** જાણીતો છે.

**તાપી** (૪૪૦):—આ નદી સાતપુડાની દક્ષિણે નર્મદાને સમાંતર વહીને સુરત પાસે સમુદ્રને મળે છે. તેનું મુખ પણ પુરાઈ જવાથી હવે સુરત સુધી મોટાં વહાણો જઈ શકતાં નથી.

**મહા** (૫૫૦):—તે મધ્ય પ્રાંતમાં અમરકંટકના જળક્ષેપક પ્રદેશમાંથી નીકળી ઓરિસ્સામાં થઈ બંગાળાના ઉપસાગરને મળે છે. ઓરિસ્સામાં તેમાંથી નહેરો કાઢી તેનું પાણી ખેતીના ઉપયોગમાં લેવામાં આવે છે. તેને કિનારે **જગન્નાથપુરી** નામે જાત્રાનું ધામ છે. તેના મુખથી લગભગ ૪૦૦ માઈલ સુધી તેમાં વહાણો ફરી શકે છે.

## દક્ષિણ હિંદની નદીઓ

**ગોદાવરી** (૯૦૦):—તે દક્ષિણ હિંદની લાંબામાં લાંબી નદી છે. તે **નાશિક** આગળ પશ્ચિમઘાટમાંથી નીકળી, નિઝામ હૈદ્રાબાદના મુલકમાં થઈને પૂર્વઘાટમાં થઈ મદ્રાસ ઇલાકામાં વહીને બંગાળાના ઉપસાગરને મળે છે. દક્ષિણ હિંદની બધી મોટી નદીઓ ઉચ્ચ પ્રદેશમાં મોટી ખીણોમાં થઈને વહે છે, તેમજ ઠેકાણે ઠેકાણે ઢાળમાં ફેરફાર હોવાથી તેમના માર્ગમાં મોટા ધોધ હોય છે, તેથી પાણી બહુ ઝડપથી વહે છે. આથી આ નદીઓ જળમાર્ગ તરીકે ઉપયોગી નથી, તથા નહેરો કાઢવા માટે ફક્ત કિનારાના પ્રદેશમાં જ ઉપયોગી છે. ગોદાવરીના મુખથી ૪૦ માઈલ દૂર એક બંધ બાંધીને તેમાંથી નહેરો કાઢવામાં આવી છે. તેને **પેનગંગા, વાઈનગંગા, વર્ધા** અને **માંજરા** નામની શાખાઓ છે.

**કૃષ્ણા** ( ૮૦૦ ):—**મહાબળેશ્વર** આગળ પશ્ચિમઘાટમાંથી નીકળી ગોદાવરીની માફક નિઝામ હૈદ્રાબાદ તથા મદ્રાસ ઇલાકામાં વહીને બંગાળાના ઉપસાગરને મળે છે. તેમાંથી પણ તેના મુખથી ૪૫ માઈલ દૂર **બેઝવાડા** આગળ બંધ બાંધી નહેરો કાઢવામાં આવી છે. તેના મુખ અને ગોદાવરીના મુખ વચ્ચે બહુ થોડું અંતર છે, તેથી જ્યારે બંને નદીમાં પાણી ઉભરાય છે ત્યારે **કોલર** સરોવર જે હિંદુસ્તાનમાં સૌથી મોટું છે તેમાં પાણી ભરાય છે.

**કાવેરી** ( ૪૭૫ ):—તે પશ્ચિમમાં બ્રહ્મગિરિ નામના પર્વતમાંથી નીકળી મ્હૈસુરમાં વહી બંગાળાના ઉપસાગરને મળે છે. તેમાં **શ્રીરંગપટ્ટણ**

અને **શિવસમુદ્રમ** નામના બે ટાપુઓ છે. મ્હૈસુર માટે જોઇતા પાણી માટે શિવસમુદ્રમ આગળ બંધ બાંધ્યો છે, તેને મેત્તુરનો બંધ કહે છે. આ



**મેત્તુરનો બંધ**

બંધ દુનિયામાં સૌથી મોટો બંધ છે. આ જગાએ ૩૨૦ ફુટની ઉંચાઈ એથી મોટો ધોધ પડે છે. તેમાંથી વીજળીક શક્તિ ઉત્પન્ન કરીને તે વડે ૯૨ માઇલ દૂર **કોલરની સોનાની** ખાણોનું સાંચાકામ ચલાવવામાં આવે છે, તથા ૫૯ માઇલ દૂર આવેલા બેંગલોર શહેરમાં વીજળીક શક્તિ પુરી પાડવામાં આવે છે. તેનું બીજું નામ **દક્ષિણગંગા** છે.

**તુંગભદ્રા:**—**તુંગ** અને **ભદ્રા** નામની બે નદીના સંગમથી ઉત્પન્ન થાય છે. તે કૃષ્ણાને મળે છે.

## બ્રહ્મદેશની નદીઓ

**ઇરાવદી** (૧,૦૦૦):—તે દેશના ઉત્તર ભાગમાંથી નીકળી દક્ષિણ તરફ વહીને **માર્તાબાનના અખાતને** મળે છે. દરિયાથી સો માઇલ દૂરથી તેનો ત્રિકોણાકાર પ્રદેશ શરૂ થાય છે. તે જળમાર્ગ તરીકે બહુ ઉપયોગી છે. **રંગુન** અને **બાસીન** એ બંને નદીઓ તેના આગળના ફાંટા છે.

**સાલ્વીન:**—તિબેટના પૂર્વ ભાગમાંથી નીકળી દક્ષિણ તરફ વહી માર્તાબાનના અખાતમાં પડે છે.

## હિંદની નદીઓની લંબાઈની તુલના

| નદીનું નામ | લંબાઈ (માઈલમાં) | (ટપકાં) |
|---|---|---|
| **સિંધુ** | ૨,૦૦૦ | ............................(૩૦) |
| **બ્રહ્મપુત્રા** | ૧,૮૦૦ | ..........................(૨૭) |
| **ગંગા** | ૧,૫૦૦ | ......................(૨૩) |
| **ઈરાવદી** | ૧,૦૦૦ | .............. ..(૧૫) |
| **ગોદાવરી** | ૯૦૦ | .............(૧૩) |
| **કૃષ્ણા** | ૮૦૦ | ............(૧૨) |
| **નર્મદા** | ૭૩૫ | ...........(૧૧) |
| **મહા** | ૫૫૦ | ........ (૮) |
| **કાવેરી** | ૪૭૫ | ....... (૭) |
| **તાપી** | ૪૪૦ | ....... (૭) |

## જળાશયો

હિંદુસ્તાનમાં મોટાં સરોવરો નથી, છતાં પણ મુખ્ય જળાશયો નીચે મુજબ છે.

**વુલર:**—કાશ્મીરમાં શ્રીનગર પાસે આવેલું છે. તેમાં લોકો હોડીઓમાં ઘરો બાંધીને રહે છે.

**સાંભર:**—રજપુતાનામાં ખારા પાણીનું સરોવર છે. તેમાંથી મીઠું પકવવામાં આવે છે.

**કોલર:**—કૃષ્ણા અને ગોદાવરી નદીના મુખ વચ્ચે આવેલું છે.

**ચિલ્કા અને પુલિકટ:**—તે ખારા પાણીનાં સરોવરો છે તે દરિયા સાથે જોડાએલાં છે, તેથી તેને ખાડીઓ કહીએ તોપણ ચાલે.

## રણના પ્રદેશો

આપણે અગાઉ કહી ગયા તે પ્રમાણે સાધારણ રીતે જ્યાં પાણીની તાણ હોય ત્યાં મનુષ્ય વસવાટ કરી શકતા નથી. પાણીની તાણ રહેવાનું

મુખ્ય કારણ વરસાદની ખામી. વરસાદ કઈ જગાએ અને કેવી રીતે પડે, તે સંબંધી તમે ચોથા ધોરણમાં શીખી ગયા છો. હવે તમારૂં તે જ્ઞાન વાપરીને હિંદુસ્તાનમાં કઈ જગાએ વરસાદની ખામી રહે તે શોધી કાઢો.

તમે જોશો કે અરબી સમુદ્રમાંથી વાયવ્યમાંથી આવતાં અને કાઠિઆવાડની ઉત્તરે પસાર થતાં વાદળાંને હિમાલય સુધી પહોંચે ત્યાં સુધી વચમાં કાંઈ પણ ખાળે તેવું નથી, તેથી સિંધુની પૂર્વે અને પંજાબની દક્ષિણના પ્રદેશમાં બીલકુલ સરસાદ પડતો નથી.

વળી વરસાદની ખોટ મોટી નદીઓથી પણ પુરી પડે; પણ આપણે અગાઉ કહી ગયા તે પ્રમાણે સિંધુ અને ગંગાની ખીણોની વચ્ચેનો પ્રદેશ જરા ઉચ્ચ પ્રદેશ છે, તેથી તે પ્રદેશમાં પણ નદીઓ વહી શકે નહિ.

આ રીતે આ પ્રદેશમાં પાણી બીલકુલ મળી શકતું નથી, તેથી કાઠિઆવાડની ઉત્તરે કચ્છમાં તથા સિંધના પૂર્વ ભાગમાં, મારવાડના પ્રદેશમાં બલ્કે સિંધુ અને ગંગાની ખીણો વચ્ચે રણનો મોટો ઉચ્ચ પ્રદેશ છે. આ પ્રદેશમાં પણ સિંધુ અને તેની શાખાઓમાંથી મોટી મોટી નહેરો કાઢીને તેનો કેટલોક ભાગ રસાળ બનાવવામાં આવ્યો છે, પણ બાકીનો ભાગ તદ્દન ઉજ્જડ અને વેરાન છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. હિંદુસ્તાનની મુખ્ય નદીઓનાં નામ આપો.
૨. હિંદુસ્તાનની નદીઓમાંથી કઈ નદીઓ વધારે ઉપયોગી છે તે જણાવો.
૩. નદીઓની ઉપયોગિતાનો આધાર શાના પર છે?
૪. હિંદુસ્તાનમાં જુદી જુદી નદીઓનો જે જુદો જુદો ઉપયોગ થતો હોય, તે દરેક નદી માટે બતાવો.
૫. તમારા રૂપરેખાવાળા નકશામાં હિંદુસ્તાનની નદીઓ દોરો.
૬. સરોવરો કેમ બનતાં હશે? હિંદુસ્તાનનાં મુખ્ય સરોવરોનાં નામ આપો.
૭. અમુક જગાએ શા માટે રણનો પ્રદેશ હશે?

# પાઠ ૬ઠ્ઠો

## હિંદુસ્તાન : કિનારો

કિનારો દેશને બહુ ઉપયોગી છે. જેમ ખાંચાખાંચાવાળો કિનારો, તેમ તેમાં બંદરો સારાં થઈ શકે; અને તેથી દેશને બીજા દેશો જોડે વેપાર કરવાની બહુજ અનુકૂળતા મળે.

કિનારાની ઉપયોગિતા ઘણી બાબતો પર રહેલી છેઃ—

(૧) **તેની અંદરના ખાંચાઃ**—ખાંચાઓ જેમ ઉંડા, તેમ દરિયાનો માર ઓછો; તેથી બંદર સારાં થઈ શકે. વળી જેમ ખાંચા વધારે, તેમ બંદરો વધારે થઈ શકે.



બંદર

(૨) **નદીઓનાં મુખઃ**—નદીઓનાં મુખ જેમ ઉંડાં તથા પહોળાં, તેમ દેશની અંદરના ભાગમાં વહાણો વગેરે જઈ શકે; તેથી નદીઓ જળમાર્ગ તરીકે વપરાય અને વ્યવહાર સરળ થાય.

(૩) **મોટાં અને હુન્નરઉદ્યોગનાં સ્થળોથી કિનારાનું અંતરઃ**—આ અંતર જેમ ઓછું, તેમ વ્યવહારમાં સરળતા. દાખલા તરીકે ઈંગ્લાંડમાં કોઈ પણ સ્થળથી કિનારો ૭૦ માઈલથી વધારે દૂર નથી, તેથી વ્યવહારમાં બહુજ સરળતા છે.

**(૪) કિનારા પાસે દરિયાની ઉંડાઈ:**—કિનારા પાસે દરિયો જેમ ઉંડો, તેમ મોટાં આગબોટો કિનારા નજીક આવી શકે. કિનારા પાસે દરિયો છાછરો હોય તો આગબોટોને કિનારાથી બહુ દૂર રહેવું પડે, અને તેમાં ભરેલો માલ કિનારે લાવવા માટે મુશ્કેલીઓ પડે.

**(૫) કિનારા પાસેનો દરિયો:**—જો દરિયો તોફાની રહેતો હોય, તો વહાણોને બંદરોમાં પેસતાં બહુ મુશ્કેલ પડે તથા તોફાન બહુ નડે. આવા કિનારા પર બંદરો થોડાં હોય.

આ બાબતો ધ્યાનમાં લઈને આપણે હિંદુસ્તાનના કિનારા સંબંધી વિચાર કરીએ. હિંદુસ્તાનને દેશના પ્રમાણમાં કિનારો ઘણો ટુંકો છે. તેની લંબાઈ ફક્ત ૪,૦૦૦ માઈલ છે. તેમાં પશ્ચિમ કિનારા તરફ પશ્ચિમઘાટની અખંડ હાર આવેલી હોવાથી તે કિનારો કઠણ પત્થરનો બનેલો છે, તેથી તેમાં બહુ થોડા ખાંચા છે, અને જે છે તે ઉંડા નથી; તેથી પશ્ચિમ કિનારે ફક્ત કરાંચી તથા મુંબઈ બેજ મોટાં બંદરો છે. આ ઉપરાંત બીજાં



બેડીબંદર

નાનાં નાનાં બંદરો ઘણાં છે. દાખલા તરીકે કચ્છ રાજ્યનું **કંડલા** બંદર, કાઠિઆવાડમાં જામનગરનું **બેડીબંદર**, ગાયકવાડનું **ઓખાબંદર**, **પોરબંદર**,

**વેરાવળ** તથા **ભાવનગર**, ખંભાતના અખાતમાં **ખંભાત**, તથા દક્ષિણમાં **માર્મગોવા**, **રત્નાગિરિ**, **કારવાડ** વગેરે બંદરો છે; પણ આ બધાં બંદરો નાનાં છે. પૂર્વ કિનારે દરિયો બહુજ તોફાની રહે છે, તેથી ત્યાં **મદ્રાસ** અને **વિઝાગાપટ્ટમ** એજ સારાં બંદરો છે. આ બે બંદરો પાસે દરિયાના તોફાનથી બહુ નુકસાન થાય છે.

બંગાળાની દક્ષિણમાં હુગલીને કિનારે **કલકત્તાનું** મોટું બંદર છે. આ બંદર દરિયાકિનારાથી ૬૦ માઈલ દૂર હોવાથી બહુ સારૂં છે.

બ્રહ્મદેશમાં ઈરાવદીને કિનારે **રંગુન** બંદર પણ કલકત્તા જેવુંજ સહીસલામત છે. હુગલી અને ઈરાવદી સિવાય હિંદુસ્તાનમાં એક પણ નદીનું મુખ ઉંડું, પહોળું અને સારૂં નથી કે જેથી તે જળમાર્ગ તરીકે વપરાય. સિંધુ નદી થોડી ઘણી આવા ઉપયોગમાં આવે છે.

**અખાતો અને ઉપસાગરો**:—પશ્ચિમ કિનારે કચ્છનો તથા **ખંભાતનો અખાત** આવેલા છે. દક્ષિણમાં **મનારનો અખાત** તથા **પાકની સામુદ્રધુની** છે. પૂર્વ કિનારે **બંગાળાનો ઉપસાગર** હિંદી મહાસાગરનો ભાગ છે. બ્રહ્મદેશના દક્ષિણ કિનારાના મધ્ય ભાગમાં **માર્તાબાનનો અખાત** છે.

**ભૂશિરો**:—પશ્ચિમ કિનારે કાઠિઆવાડમાં દ્વારકા પાસે **જગત્ ભૂશિર** છે. દક્ષિણમાં રામેશ્વર પાસે **કન્યાકુમારી ભૂશિર** અને પૂર્વમાં ઓરિસ્સાના કિનારા પર **પાલમાયરા ભૂશિર** છે. બ્રહ્મદેશમાં ઈરાવદીના મુખ આગળ **નિગ્રેસ ભૂશિર** છે.

**ટાપુઓ**:—આપણા દેશની આજુબાજુના સમુદ્રમાં ઘણા દ્વીપોના સમૂહો આવેલા છે. તેમાં સૌથી મોટો દ્વીપ દક્ષિણમાં **સિલોન** છે. તેની અને કન્યાકુમારી ભૂશિરની વચ્ચે પરવાળાંના કેટલાક નાના ટાપુઓની હાર છે. તેને **આદમનો પૂલ** અગર **રામનો સેતુબંધ** કહે છે. આ ટાપુ પહેલાં હિંદુસ્તાનના વાઈસરોયની સત્તા હેઠળ હતો, પણ હવે તેને છુટો પાડીને 'ક્રાઉન કૉલોની' એટલે બ્રિટિશ સંસ્થાન બનાવવામાં આવેલું છે. આ ઉપરાંત રામના સેતુની પાસે **રામેશ્વર** બેટ છે. દક્ષિણે હિંદુસ્તાનની

પશ્ચિમ તરફ કિનારાથી આશરે ૨૦૦ માઇલ દૂર **લક્ષદ્વીપ અને માલદ્વીપ** નામના ગોળાકારમાં આવેલા પરવાળાંના નાના બેટોના બે જુદા જુદા સમૂહ છે.

પૂર્વ તરફ બંગાળાના ઉપસાગરમાં જ્વાળામુખીથી ઉત્પન્ન થએલા **આંદામાન** તથા **નિકોબાર** ટાપુઓના સમૂહ છે.

આંદામાન અને ટિનાસરીમ વચ્ચે **મેર્ગુઈ દ્વીપસમૂહ** છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. દેશને કિનારો કેવી રીતે ઉપયોગી છે?

૨. કિનારાની ઉપયોગિતાનો આધાર કઈ કઈ બાબતો પર છે?

૩. હિંદુસ્તાનને સારાં બંદરોની ખોટ હોવાનું કારણ શું?

૪. હિંદુસ્તાનનાં સારાં અને સહીસલામત બંદરોનાં નામ આપો. તે સહીસલામત હોવાનાં કારણો આપો.

## પાઠ ૭મો

## હિંદુસ્તાન : આબોહવા અને વરસાદ

ચોથા ધોરણમાં આબોહવા વિષે શીખતી વખતે તમને કહેવામાં આવ્યું છે, કે આબોહવાનો આધાર પાંચ બાબતો પર છે. (૧) પૃથ્વી પર તે સ્થળની જગા (૨) અમુક સ્થળનું દરિયાથી અંતર. (૩) તે સ્થળની દરિયાની સપાટીથી ઉંચાઈ. (૪) આસપાસનો પ્રદેશ. (૫) તે સ્થળમાં વાતા પવનની દિશા.

આ બધી બાબતો આપણે હિંદુસ્તાનની બાબતમાં તપાસી જોઈએ.

(૧) પૃથ્વી પર હિંદુસ્તાનની જગા ઉષ્ણ કટિબંધના ઉત્તર ભાગમાં અને સમશીતોષ્ણ કટિબંધના દક્ષિણ ભાગમાં છે, તેથી **હિંદુસ્તાન દેશ ગરમ હોવો જોઈએ.**

(૨) હિંદુસ્તાનની અંદર ઘણા ભાગોનું દરિયાથી અંતર વધારે છે, તેથી તે ભાગોમાં ગરમી પણ વધારે પડે અને ઠંડી પણ વધારે પડે. **આવો ભાગ ઉત્તર હિંદનો છે.**

(૩) હિંદુસ્તાનમાં ઘણા પર્વતો તથા ઉચ્ચ પ્રદેશો છે, તેથી આવાં સ્થળોએ ગરમી ઓછી લાગે પણ ઠંડી વધારે લાગે. વળી આવા પર્વતો વરસાદનાં વાદળાંના રસ્તામાં હોય તો તેમને રોકે, તેથી તેમની આસપાસના પ્રદેશોમાં વરસાદ પડે. આવો ભાગ **દક્ષિણ હિંદનો** તથા **બંગાળા** અને **આસામ**નો છે.

(૪) આસપાસના પ્રદેશમાં જ્યાં રણનો ભાગ હોય ત્યાં ગરમી વધારે લાગે, પણ જંગલો તથા નદીઓની ખીણો હોય ત્યાં બહુ ગરમી લાગે નહિ, તેમજ પર્વતો ઉના તથા ઠંડા પવનોને ખાળે અને તેથી હવા સમધાત રહે. આવો ભાગ **ઉત્તર હિંદમાં છે.**

(૫) પવનો દરિયા તરફથી વાય તો વરસાદ લાવે, પણ રણમાંથી વાય તો ગરમી લાવે. આ પ્રમાણે **ગુજરાત, કોંકણ, મલબાર, મદ્રાસ** તથા **બંગાળામાં** વરસાદ થાય છે, અને સંયુક્ત પ્રાંતોમાં, સિંધમાં તથા મારવાડમાં ઉનાળામાં બહુ ગરમી લાગે છે.

આ બધી બાબતો ખ્યાલમાં રાખીએ તો હિંદુસ્તાનના આબોહવાના કેટલાક મોટા વિભાગો પડી શકે છે, જે નીચે નકશામાં બતાવ્યા છે. તે ઉપરથી જણાશે કે હિંદુસ્તાનમાં વિષુવવૃત્તના પ્રદેશથી તે છેક ધ્રુવપ્રદેશ




સુધીની હવા જોવામાં આવે છે, અને આબોહવા પ્રમાણે દેશમાં ત્રણ જાતની હવા જોવામાં આવે છે.

૧. **ભેજવાળી અને શિઆળા તથા ઉનાળામાં ઉષ્ણતા-માનમાં બહુ ફેર ન પડે તેવી હવા:**—આ જાતની હવા પશ્ચિમના દરિયાકિનારા પર તથા ત્રાવણકોર, મલબાર અને બ્રહ્મદેશના કિનારા પર જોવામાં આવે છે.




૨. **સુકી અને શિઆળામાં અતિશય ઠંડી તથા ઉનાળામાં અતિશય ગરમ હવા:**—પંજાબ, સિંધ તથા રણના પ્રદેશમાં આવી હવા જોવામાં આવે છે.

૩. **અતિશય વરસાદવાળી હવા**:—કોંકણપટ્ટી, મલબાર કિનારા પર તથા આસામનાં ડુંગરોમાં આવી હવા જોવામાં આવે છે.




**ઋતુઓ**:—હિંદુસ્તાનમાં આ પ્રમાણે ત્રણ ઋતુઓ જોવામાં આવે છે. **શિઆળો, ઉનાળો અને ચોમાસું.** તે કયા કયા મહીનામાં હોય છે તે તમે જાણો છો?

## વરસાદ

વરસાદ કેમ આવે છે તથા શાથી આવે છે, તે તમે ચોથા ધોરણમાં શીખી ગયા છો. તમે જાણો છો કે ઉનાળામાં હિંદુસ્તાન તરફ અરબી સમુદ્રમાં નૈર્ઋત્ય ખુણામાંથી પવનો વાય છે. આ પવનના માર્ગમાં




પશ્ચિમ કિનારા પર ઘાટો આડા આવે છે, તેથી રત્નાગિરિ, કારવાડ અને મુંબઈમાં વધારે વરસાદ પડે છે. એથી ઉત્તરે ગુજરાતમાં સામાન્ય વરસાદ

પડે છે, પણ કચ્છ, સિંધ અને મારવાડમાં બહુજ ઓછો વરસાદ પડે છે. પંજાબમાં હિમાલય આ પવનોને રોકે છે, તેથી ત્યાં થોડો વરસાદ થાય છે. પશ્ચિમઘાટ પવનોને ખાળે છે, પણ થોડાં વાદળાં ઘાટ ઉપર થઈને




પસાર થઈ જાય છે તેને વિંધ્યાચળ રોકે છે, તેથી મધ્ય પ્રાંતોમાં સાધારણ વરસાદ પડે છે. એવોજ એક પ્રવાહ બંગાળાના ઉપસાગરમાં થઈને આસામમાં ખાસ્યાના ડુંગરોમાં જઈને અથડાય છે, અને ત્યાં પૃથ્વી પર સૌથી

વધારે વરસાદ પડે છે. ત્યાંથી પવનની દિશા બદલાય છે, તેથી ગંગાની ખીણમાં વરસાદ પડે છે.

પાછી જ્યારે પવનની દિશા શિઆળાની શરૂઆતમાં બદલાય છે, ત્યારે થોડો થોડો વરસાદ મદ્રાસ ઇલાકામાં તથા સિલોનમાં પડે છે. આ પ્રમાણે ઉત્તર હિંદના અમુક ભાગ સિવાય આખા હિંદુસ્તાનમાં થોડો ઘણો પણ ખેતીને લાયક સારો વરસાદ પડે છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. આબોહવાનો આધાર કઈ કઈ બાબતો પર રહેલો છે?

૨. આ બાબતો ધ્યાનમાં રાખીને હિંદુસ્તાનમાં જુદી જુદી જગાએ કેવી આબોહવા હોઈ શકે તે સમજાવો.

૩. તમારા રૂપરેખાવાળા નકશામાં હિંદુસ્તાનની આબોહવાના મોટા વિભાગો બતાવો.

૪. હિંદુસ્તાનમાં ઉનાળામાં વરસાદ કેવી રીતે અને કેટલો આવે છે, તે તમારા રૂપરેખાવાળા નકશામાં બતાવો.

૫. તેવીજ રીતે શિઆળાનો વરસાદ તમારા રૂપરેખાવાળા નકશામાં બતાવો.

## પાઠ ૮મો

## હિંદુસ્તાન: વનસ્પતિ તથા પ્રાણીઓ

વનસ્પતિનો આધાર ત્રણ બાબતો પર છેઃ (૧) આબોહવા, (૨) વરસાદ, (૩) જમીન.




હિંદુસ્તાનના ઘણાખરા ભાગોમાં અમુક જાતનાં ઝાડ થાય છે. તેમાં મુખ્ય વડ, પીપળો, લીમડો, આંબો, આમલી, સીસમ, રાયણ,

**વાંસ** વગેરે છે; પણ આપણે અગાઉ કહી ગયા તે પ્રમાણે હિંદુસ્તાનમાં બધી જાતની આબોહવા છે, તેથી દુનિયાના બીજા ભાગોમાં થતાં ઘણી-ખરી જાતનાં ઝાડ હિંદુસ્તાનમાં થાય છે. દા. ત. **સાગ, નાળિએરી, સાલ, સુખડ, દેવદાર, ઇંડિઆ રબર** વગેરે. **સાગ** તો હિંદુસ્તાનમાં ઘણાંખરાં જંગલોમાં થાય છે, પણ મલબાર તથા બ્રહ્મદેશનો સાગ મશહુર છે. **નાળિએરીને** સાધારણ રીતે દરિયાકિનારાની હવા માફક આવે છે, તેથી તે કિનારા પર તથા ટાપુઓમાં જોવામાં આવે છે. **સાલ** હિમાલયની તળેટીમાં તથા મધ્ય પ્રાંતનાં જંગલોમાં થાય છે. **સુખડ** દક્ષિણમાં મ્હૈસુરમાં થાય છે. **દેવદાર** હિમાલયના વાયવ્ય ખુણાના પ્રદેશોમાં અને **ઇન્ડિઆ રબર** આસામ તથા બ્રહ્મદેશમાં થાય છે. આ ઉપરાંત તેરાઈનાં જંગલોમાં બધી જાતની વનસ્પતિ થાય છે.

પ્રાણીઓની બે જાત છે: (૧) નરમ (૨) શિકારી.

નરમના પાછા બે ભાગ પાડી શકાય: (૧) પાળી શકાય તેવાં, અને (૨) જંગલી.

પહેલી જાતનાં પ્રાણીઓમાં ગાય, ભેંસ, બકરાં, ઘેટાં, હાથી, ઊંટ, ઘોડાં, ગધેડાં, ડુક્કર વગેરેનો સમાવેશ થાય છે. બીજી જાતનાં પ્રાણીઓમાં હરણ, વાંદરાં, રોઝ, સુવર, ગેંડાં વગેરેનો સમાવેશ થાય છે.

શિકારી પ્રાણીઓના પણ તેવાજ બે ભાગ પડી શકે છે: (૧) પાળી શકાય તેવાં, અને (૨) જંગલી. પહેલી જાતમાં કુતરાં, બિલાડાં વગેરે છે. બીજી જાતનાં પ્રાણીઓમાં સિંહ, વાઘ, વરૂ, ચિત્તા, જરખ, શિઆળ, રીંછ વગેરેનો સમાવેશ થાય છે.

નરમ પ્રાણીઓ દેશમાં બધી જગાએ છે; પણ કુતરાં તથા બિલાડાં સિવાયનાં શિકારી પ્રાણીઓ તો ફક્ત જંગલોમાંજ હોય છે. સિંહ હિંદુસ્તાનમાં ફક્ત કાઠિઆવાડમાં ગીરના જંગલમાંજ મળી આવે છે. હાથી બ્રહ્મદેશ અને મ્હૈસુર તરફ જોવામાં આવે છે, અને ગેંડા બ્રહ્મદેશ, આસામ અને બંગાળામાં જોવામાં આવે છે.

આ ઉપરાંત હિમાલયમાં કસ્તુરી મૃગ અને ચમરી ગાય થાય છે.

જંગલોમાં ઝેરી સાપ પણ હોય છે. ખાસ કરી દક્ષિણનાં જંગલોમાં ઝેરી સાપ બહુ હોય છે.

પક્ષીઓમાં મોર, પોપટ, ગીધ, સમડી, કાગડા, કોયલ, તીતર તથા ચકલી બધેજ જોવામાં આવે છે. ખીસકોલીઓ તથા ઉંદર પણ આખા હિંદુસ્તાનમાં બધે જોવામાં આવે છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. વનસ્પતિનો આધાર કઈ કઈ બાબતો પર છે?

૨. પ્રાણીઓનો વસવાટ શેના પર આધાર રાખે છે?

૩. પ્રાણીઓના કેટલા વિભાગ થઈ શકે? દરેક વિભાગના ત્રણ ત્રણ દાખલા આપો.

૪. હિંદુસ્તાનમાં એવાં કયાં પ્રાણીઓ છે, કે જે દુનિયાના બીજા ભાગમાં બહુ થોડાં જોવામાં આવે છે?

## પાઠ ૯મો

## હિંદુસ્તાન : વસ્તી, જાતો, ભાષા અને ધર્મો

કોઈ પણ દેશની વસ્તીનો આધાર તે દેશની આબાદી પર છે. આબાદી બે પ્રકારની છે: (૧) ખેતી અને કાચા માલની નીપજ. (૨) ધંધાઉદ્યોગમાં સફળતા.

ખોરાક મનુષ્યને અગત્યની ચીજ છે, તેથી જ્યાં ખોરાકનાં સાધનો પુરતાં હોય, ત્યાં મનુષ્યોનો વસવાટ થાય; અગર તો જો કે દેશમાં ખોરાકનાં સાધનો પુરતાં ન હોય, તોપણ ધંધાઉદ્યોગથી દેશ આબાદ હોય, તો બીજા દેશોને કારખાનાંમાં બનેલો માલ પુરો પાડીને તેના બદલામાં ખોરાકની ચીજો તે દેશ મેળવી શકે. હિંદુસ્તાન દેશ મોટે ભાગે ખેતીપ્રધાન દેશ છે, અને દેશમાં એટલો બધો ખોરાક પાકે છે કે આખા દેશને ખોરાક પુરો પાડ્યા પછી પણ હિંદુસ્તાન ખોરાકની ચીજો પરદેશ મોકલી શકે છે. આ કારણને લીધે હિંદુસ્તાનમાં મનુષ્યને રહેવાની પુરતી સગવડ છે, અને તેથીજ હિંદુસ્તાનમાં બહુ વસ્તી છે. ઇ. સ. ૧૯૩૧ની વસ્તીગણતરીના આંકડા મુજબ હિંદુસ્તાનની વસ્તી લગભગ ૩૫ કરોડ ૩૦ લાખની છે. તેમાં બ્રિટિશ મુલકમાં ૨૭ કરોડ અને દેશી રાજ્યોમાં લગભગ ૮ કરોડની છે. પૃથ્વીના દેશોમાં હિંદુસ્તાનની વસ્તી બીજે નંબરે છે, અને આખી દુનિયાની વસ્તીનો લગભગ પાંચમો ભાગ હિંદુસ્તાનમાં છે.

આપણે અગાઉ કહ્યું તે પ્રમાણે હિંદુસ્તાન ખેતીપ્રધાન દેશ હોવાથી ઘણીખરી વસ્તી ગામડાંમાં રહે છે. હિંદુસ્તાનમાં આવાં ૭,૦૦,૦૦૦ ઉપરાંત ગામડાં છે. હવે ધીમે ધીમે ધંધાઉદ્યોગ જામતા જાય છે, તેથી શહેરોની વસ્તી વધતી જાય છે, છતાં પણ અત્યારે હિંદુસ્તાનમાં ફક્ત ૮૯ શહેરોજ ૫૦,૦૦૦થી વધારે વસ્તીવાળાં છે, અને ફક્ત ૩૯ શહેરોની વસ્તી એક લાખ કરતાં વધારે માણસોની છે.

આ વસ્તીનો મોટો ભાગ કુદરતી રીતે ફળદ્રુપ પ્રદેશોમાં રહે છે, તેથી ગંગા તથા બ્રહ્મપુત્રાના પ્રદેશમાં તેમજ દક્ષિણ હિંદુસ્તાનમાં અને

કિનારાના સપાટ અને ફળદ્રુપ પ્રદેશમાં વસ્તી ઘાડી છે, પણ મધ્ય હિંદુસ્તાનના ડુંગરો અને રજપુતાનાના પશ્ચિમ ભાગમાંના રણ તરફ વસ્તી ઘણીજ ઓછી છે.




## જાતો

તમે ઇતિહાસમાં શીખી ગયા છો કે અસલના વખતથી હિંદુસ્તાન પર સેંકડો સવારીઓ થઈ છે, અને તે સવારી કરનારામાંથી કેટલાક લોકોએ હિંદુસ્તાનની આબાદી જોઈને તેમાંજ વસવાટ કર્યો છે. આ

પ્રમાણે હિંદુસ્તાનમાં ઘણી જાતના લોકો વસ્યા છે, અને તેમાંથી ઘણી મિશ્ર જાતો ઉત્પન્ન થઈ છે. પાછળથી આવેલી જાતોએ હિંદુસ્તાનના મૂળ વતનીઓને ઉત્તર હિંદુસ્તાનમાંથી દક્ષિણ હિંદુસ્તાન તરફ હાંકી કાઢ્યા છે. આ મૂળ વતનીઓ બહુજ પછાત હતા, અને હજી પણ પછાત છે. આ પ્રમાણે હિંદુસ્તાનમાં નીતિ અને કેળવણીની છેક ટોચે પહોંચેલા લોકોથી માંડીને છેક હલકામાં હલકા જંગલી લોકો પણ છે. હિંદુસ્તાનમાં અત્યારે નીચે પ્રમાણે મુખ્ય જાતો છે:—

**અનાર્ય** જાતોમાં મુખ્ય **કોલોરીઅનો** અને દ્રાવિડ છે.

**કોલોરીઅનો:**—આ જાતના લોકો છોટાનાગપુર, મધ્ય પ્રાંતો અને કેટલેક બીજે ઠેકાણે પહાડી જંગલોમાં મોટી સંખ્યામાં જોવામાં આવે છે.

**દ્રાવિડો:**—આ લોકો અનાર્ય છે, પણ કેળવાએલા છે. તે દક્ષિણ હિંદુસ્તાનમાં રહે છે. તેમની સંખ્યા આખા હિંદુસ્તાનની વસ્તીનો લગભગ પાંચમા ભાગ છે.

**આર્ય:**—અનાર્ય લોકોને દક્ષિણમાં હાંકી કાઢનાર આર્ય જાતિ મધ્ય એશિઆમાંથી આવી હતી. આ જાતના લોકો હિંદુસ્તાનમાં ઉત્તરમાં રહે છે, અને તેઓ ઉંચામાં ઉંચી કેળવણી પામેલા છે. તેમણે પોતાના ઉંચા સંસ્કારની છાપ બીજાઓ પર પાડી છે.


હિંદુ

**મોંગોલ:**—આ જાતના લોકો બ્રહ્મદેશમાં અને હિમાલયના તિબેટ તરફના ભાગમાં વસે છે. તેમની વસ્તી કુલ વસ્તીના લગભગ ત્રણ ટકા છે.

**મુસલમાન:**—આ લોકો હિંદુસ્તાન પર જુદે જુદે વખતે સવારીઓ કરીને હિંદુસ્તાનમાં વસ્યા છે. તેમણે હિંદુસ્તાનના જુદા જુદા ભાગ પર લગભગ ૬૦૦ વર્ષ રાજ્ય કર્યું છે, તેથી તેમની વસ્તી ઠેકાણે ઠેકાણે છે. અત્યારે તેમની સંખ્યા લગભગ ૭,૦૦,૦૦,૦૦૦ છે, અને તે કુલ વસ્તીના લગભગ ૨૨ ટકા છે.


મુસલમાન

**પારસી:**—આ લોકો ઈરાનમાંથી આવી મુંબઈ ઇલાકાના પશ્ચિમ કિનારા પર વસ્યા છે. તેમની વસ્તી લગભગ ૧,૦૭,૦૦૦ છે.



**પારસી**

**યાહુદી:**—આ લોકો કોંકણમાં વધારે જોવામાં આવે છે. તેમની સંખ્યા લગભગ ૨૦,૦૦૦ છે.

**ખ્રિસ્તી:**—આ લોકો મૂળ તો હિંદુઓ હતા, પણ યુરોપીઅનોના આવ્યા પછી તેઓ વટલીને ખ્રિસ્તી ધર્મ પાળે છે. તેમની સંખ્યા લગભગ ૬૦,૦૦,૦૦૦ છે.



**ખ્રિસ્તી**

## ભાષા

આપણો દેશ બહુ મોટો છે, તેથી ભાષાઓ પણ ઘણી છે. આપણામાં કહેવત છે કે 'બાર ગાઉએ બોલી બદલાય' તે મુજબ દેશમાં જ્યાં એકજ ભાષા બોલાતી હોય ત્યાં પણ થોડે થોડે અંતરે ભાષામાં ફેર પડતો જાય, અને વધારે અંતર થાય એટલે એટલો બધો ફેર પડે કે ભાષા એકની એકજ હોય તોપણ બે દૂરના પ્રદેશના લોકો એક બીજા શું બોલે છે તે પણ સમજી શકે નહિ. આવું દરેક દેશમાં હોય છે. દા. ત. કાઠિઆવાડમાં રહેતો ગામડાનો માણસ અને સુરત પાસેના ગામડાનો માણસ જો કે બંને ગુજરાતી ભાષા બોલે છે, તોપણ બંને એક બીજાની ભાષા સમજી શકે નહિ.

આ કારણને લીધે તથા દેશ પર જુદે જુદે વખતે ઘણી સવારીઓ થવાથી દરેક વખતે આવનાર લોકો જુદી જુદી ભાષાઓ લેતા આવ્યા. વળી કેટલીક મિશ્ર ભાષાઓ પણ ઉત્પન્ન થઈ, તેથી અત્યારે હિંદમાં બોલાતી કુલ ભાષાઓ, ૨૨૨ છે. જો કે આ બધી ભાષાઓનાં મૂળ તો

મુખ્ય ચાર ભાષાઓ છેઃ સંસ્કૃત, ફારસી, દ્રાવિડ અને બ્રાહ્મી. આ ઉપરાંત અત્યારે અંગ્રેજી ભાષા પણ બહુ પ્રચલિત છે.

હિંદુસ્તાનના લોકોમાં લગભગ ૨૬ કરોડ આર્ય ભાષાઓ, ૭ કરોડ દ્રાવિડ ભાષાઓ, અને ૨ કરોડ અન્ય ભાષાઓ બોલે છે.




સંસ્કૃત ભાષામાંથી નીકળેલી મુખ્ય ભાષાઓ હિંદી, ગુજરાતી, સિંધી, પંજાબી, મારવાડી, મરાઠી, બંગાળી અને ઉર્ય (ઓરિસ્સામાં બોલાતી) છે. તે બધી આર્ય છે.

**હિંદી અથવા ઉર્દુ:**—મુસલમાનો જ્યારે હિંદમાં આવ્યા ત્યારે અસલની હિંદી ભાષામાં ઘણા ફારસી તથા અરબી શબ્દો ભળ્યા, અને જે મિશ્ર ભાષા ઉત્પન્ન થઈ તેનાં **હિંદી** અને **ઉર્દુ** એવાં નામ પડ્યાં. તેમાં જે ભાષામાં સંસ્કૃતમાંથી નીકળેલા શબ્દો વધારે છે તે **હિંદી** કહેવાય છે, અને જેમાં ફારસી અગર અરબી શબ્દો વધારે છે તે **ઉર્દુ** કહેવાય છે. બંને ભાષાઓ ઉર્દુ લિપિમાં લખાય છે. હિંદી બાળબોધ લિપિમાં પણ લખાય છે. આ ભાષા ઉત્તર હિંદુસ્તાનમાં બહુ પ્રચલિત છે, પણ તે આખા હિંદુસ્તાનમાં જાણીતી છે.

**દ્રાવિડી ભાષાઓ:**—આ ભાષા દક્ષિણમાં ખાસ કરીને મદ્રાસ ઇલાકામાં બોલવામાં આવે છે. તેમાં મુખ્ય **તામિલ** (દક્ષિણમાં) **તેલુગુ** (મદ્રાસ ઇલાકાના ઉત્તર ભાગમાં), **મલાયલમ** (મલબાર કિનારા પર), **કાનડી** (કાનડા, મ્હૈસુર અને કર્ણાટકના ઉચ્ચ પ્રદેશમાં), અને **ગોંડ** (મધ્ય હિંદુસ્તાનના ગોંડ લોકોની) છે.

**બ્રહ્મી ભાષા:**—આ ભાષા ચીનની ભાષાને મળતી છે. તે ઇશાન સરહદ પર તથા બ્રહ્મદેશમાં બોલાય છે.

**અંગ્રેજી ભાષા:**—અંગ્રેજ લોકો રાજ્ય ચલાવવા લાગ્યા, ત્યારથી આ ભાષાનો પ્રચાર થવા લાગ્યો છે. હાલમાં સરકારી મોટી કચેરીઓમાં તે ભાષા વપરાય છે, અને તે અત્યારે કેળવણીનો એક મુખ્ય વિષય છે; કારણ કે તે આપણા રાજકર્તાઓની ભાષા છે.

## ધર્મો

હિંદુસ્તાનના મુખ્ય ધર્મોમાં **હિંદુ, મુસલમાન, જૈન, બૌદ્ધ, શીખ, ખ્રિસ્તી, પારસી, યાહુદી** તથા કેટલાક અનાર્ય જાતોના ધર્મો છે. સૌથી મોટી સંખ્યા હિંદુઓની છે. તે કુલ વસ્તીના ૬૮ ટકા છે. તેનાથી ઉતરતી સંખ્યા મુસલમાનની છે. તે કુલ વસ્તીના ૨૨ ટકા છે. જૈન ધર્મ પાળનારા લગભગ ૧૨ લાખ, બૌદ્ધ ધર્મ પાળનારા ૪ લાખ, શીખ ધર્મ પાળનારા ૪૩ લાખ, ખ્રિસ્તી ધર્મ પાળનારા ૬૦ લાખ, પારસી ધર્મ પાળનારા ૧ લાખ, અને યાહુદી ધર્મ પાળનાર ૨૦ હજાર માણસો છે. અનાર્ય ધર્મો પાળનારની વસ્તી લગભગ ૮૭ લાખની છે. ડુંગરમાં રહેતા અનાર્ય લોકો ઝાડ, સાપ, વગેરેને દેવ માને છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. હિંદુસ્તાનની વસ્તી કેટલી છે? આપણા દેશમાં આટલી બધી વસ્તી કેમ હશે?

૨. હિંદુસ્તાનની વસ્તીમાં કઈ કઈ જાતના લોકો છે, તથા તેમની સંખ્યા કેટલી છે?

૩. હિંદુસ્તાનમાં કેટલી ભાષાઓ બોલાય છે? આટલી બધી ભાષાઓ કેમ હશે?

૪. તમારા રૂપરેખાવાળા નકશામાં હિંદુસ્તાનની વસ્તીની ગીચતા બતાવો.

૫. તમારા રૂપરેખાવાળા નકશામાં જુદી જુદી મુખ્ય ભાષાઓ વપરાતી હોય તેવા પ્રદેશ બતાવો.

૬. હિંદુસ્તાનમાં લોકો જે ધર્મો પાળે છે, તે વિષે જે જાણતા હો તે લખો.

## પાઠ ૧૦ મો

# હિંદુસ્તાન : ધંધા, ખનીજ, ખેતી

આપણે અગાઉ કહી ગયા તે પ્રમાણે હિંદુસ્તાન ખેતીપ્રધાન દેશ છે, અને તેમાં સેંકડે ૭૫ માણુસો ખેતી પર ગુજરાન ચલાવે છે. જે વખતે આખી દુનિયાના લોકો કપાસ એટલે શું, તથા તે શા ઉપયોગમાં આવે તે જાણુતા નહોતા, ત્યારથી હિંદુસ્તાનના લોકો તે વાવે છે અને તેનો કાપડ વણુવામાં ઉપયોગ કરે છે. વળી કપાસમાંથી સુતર કાંતવાનો અને સુતરમાંથી કપડાં બનાવવાનો ધંધો હિંદુસ્તાનમાં જુના કાળથી ચાલ્યો આવે છે. આ ધંધો એટલી બધી સારી સ્થિતિએ પહોંચ્યો હતો,

હિંદુસ્તાનમાં ધંધામાં માણસોનું પ્રમાણ



ખેતી ૧૭ માણસો



વેપાર ૧ માણસ





બીજા ધંધા ૨ માણસો



હુન્નર ઉદ્યોગ ૧ માણસ

કે ઢાકામાં જે જાતની મલમલ અગાઉ બનતી હતી અને હજુ પણુ બને છે તેવી મલમલ અત્યારના યંત્રના જમાનામાં હજુ પણુ યંત્રો વડે બનતી નથી. અસલ હિંદુસ્તાનમાં બનતું રેશમી અને સુતરાઉ કાપડ પરદેશ ઘણું જતું; પણુ હવે બીજા દેશો યંત્રોની સહાયથી હિંદુસ્તાન કરતાં બહુજ આગળ વધી ગયા છે, અને તેથી કારખાનાંમાં બનતું કાપડ જથાબંધ હિંદુસ્તાનમાં આવે છે. આવાં કારખાનાં હિંદુસ્તાનમાં પણુ

હવે ઘણાં થયાં છે, તેથી હિંદુસ્તાનને જોઈતા કાપડનો ફ્રે ભાગ તો હવે હિંદમાંજ બને છે. છેલ્લાં ૧૦ વરસમાં હિંદુસ્તાનમાં મીઠું, ખાંડ તથા કાગળ બનાવવાના ઉદ્યોગો પણ બહુજ ખીલ્યા છે.




આ ઉપરાંત હિંદુસ્તાનની શેતરંજીઓ, કીનખાબ, સોનેરી અને રૂપેરી કસબનું કામ, સોનારૂપાનું, હાથીદાંતનું અને સુખડનું કોતરકામ, મખમલ, જવાહીરના દાગીના વગેરે હજુ વખણાય છે. કોલસાની તથા

ધાતુઓની ખાણો, કાપડની તથા શણની મીલો, લોખંડનાં કારખાનાં, સાકરનાં કારખાનાં, ગોદીઓ વગેરે ઘણા ધંધાઓમાં પણ ઘણા માણસોને રોજી મળે છે. રંગુનમાં ચોખા ખાંડવાનાં તથા બ્રહ્મદેશમાં લાકડાં વહેરવાનાં મોટાં કારખાનાં છે. આ ઉપરાંત હિંદુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે દીવાસળીની મીલો પણ છે.

## ખનીજ

ખનીજની બાબતમાં હજુ હિંદુસ્તાન બહુ પછાત છે. તે બાબતમાં વધારે શોધખોળની જરૂર છે. હાલમાં તો હિંદુસ્તાનમાં સોનું, કોલસા, લોખંડ, મીઠું, કલાઈ, મેંગેનીઝ, અબરખ, તાંબું, સીસું, પ્લમ્બેગો, પેટ્રોલ, વુલ્ફ્રામ તેમજ જાતજાતના પથ્થરો તથા હીરા, માણેક વગેરેની ખાણો છે. તે પણ બહુજ ઓછા પ્રમાણમાં છે.

**કોલસા:**—બંગાળા, બિહાર અને ઓરિસ્સામાં મળે છે, પણ આ કોલસા વિલાયતી કોલસા કરતાં હલકા છે. એકલા બંગાળામાં કોલસાની ૪૫૦ ખાણો છે. બિહાર અને ઓરિસ્સામાં પણ તેટલીજ ખાણો છે.

**લોખંડ:**—લોખંડ આખા હિંદુસ્તાનમાં મળે છે. બંગાળા, મધ્ય પ્રાંતો અને મ્હૈસુર તરફ લોખંડની મોટી ખાણો છે. છોટાનાગપુરમાં તાતા કંપનીનું સાકચી (જમશેદપુર) ગામ છે, ત્યાં છેલ્લાં ૨૦ વરસથી તાતા કંપનીનું લોખંડનું મોટું કારખાનું છે. લોખંડનું કારખાનું ચલાવવા માટે કોલસાની ખાણો પાસે હોય તોજ કારખાનું ચાલે.

**કેરોસીન તેલ:**—બ્રહ્મદેશમાં વધારે અને ઉત્તર હિંદુસ્તાનમાં થોડું નીકળે છે.

**મીઠું:**—પંજાબના મીઠાના ડુંગર (સૉલ્ટ રેન્જ)માંથી નીકળે છે.

**કલાઈ:**—બ્રહ્મદેશમાં ટિનાસરીમમાંથી નીકળે છે.

**સોનું:**—મ્હૈસુરમાં નીકળે છે.

**તાંબું અને સીસું:**—બંગાળામાં નીકળે છે.

**હીરા:**—ગોવળકોંડામાં નીકળે છે.

**માણેક:**—બ્રહ્મદેશમાં નીકળે છે.

મેંગેનીઝ:—ગુજરાત તથા મધ્ય પ્રાંતોમાં મળે છે.
પ્લંબેગો:—ત્રાવણકોરમાં નીકળે છે.
વુલ્ફ્રામ:—બ્રહ્મદેશમાં નીકળે છે. તે પોલાદ બનાવવામાં વપરાય છે



હિંદુસ્તાન : ખનીજ અને પેદાશ

# ખેતીની પેદાશ

હિંદુસ્તાનમાં વરસાદ જોઈએ તે પ્રમાણમાં આવે છે. વળી નદીઓ પણ મોટી છે, તેથી તેમાંથી ઠેકાણે ઠેકાણે ઘણી નહેરો કાઢવામાં આવી છે, એટલે ખેતી બહુ સારી થાય છે. જમીન પણ ઘણી ફળદ્રુપ છે. ખેતીનો આધાર ત્રણ બાબતો પર છે: (૧) **જમીનની જાત**, (૨) **વરસાદ** તથા **પાણીની સગવડ**, અને (૩) **આબોહવા.**

**જમીનની જાત:**—હિંદુસ્તાનમાં નદીની ખીણોમાં અને મેદાનોમાં નદીઓએ ઘસડી આણેલી માટી તથા કાંપ પથરાએલા છે, તેથી તે જમીન બહુજ ફળદ્રુપ છે. હિંદુસ્તાનના ઉત્તર ભાગની જમીન આવા નદીના કાંપની બનેલી છે. આ કાંપના થર એટલા બધા જાડા છે, કે કેટલીક જગાએ ૫૦૦ ફુટની ઉંડાઈએ પણ એકાદ પત્થર હાથમાં આવતો નથી.

હિંદુસ્તાનના બીજા ભાગમાં ખડકાળ જમીન છે. તે બહુ કઠણ છે, પણ કુદરતની શક્તિઓ (ગરમી, ઠંડી તથા વાયુ)ના મારથી આવી જમીન પણ ભાંગીને ભુકો થઈ જાય છે. હિંદુસ્તાનના વાયવ્ય ભાગમાં જમીન આવા લાવાના ખડકનો ભુકો થવાથી બનેલી છે તે કાળી છે અને તેની પાણી રાખવાની શક્તિ સારી છે. આવી જમીનમાં કપાસ તથા ઘઉં બહુ સારા થાય છે.

જ્યાં માટીનો થર પાતળો હોય છે, ત્યાં ગૌચર માટે ઘાસ સારૂં થાય છે. ડુંગરાળ અને ઢાળવાળી જમીન ચા, કાફી વગેરે માટે સારી છે. જ્યાં પુષ્કળ જથામાં પાણી મળતું હોય, ત્યાં ડાંગર, શેરડી અને શણ સારાં થાય છે.

હિંદુસ્તાનની ખેતીની પેદાશના મુખ્ય પાંચ વિભાગ થઈ શકે: (૧) અનાજ, (૨) તેલી બીઆં (૩) કઠોળ, (૪) વાવેતરની પેદાશ, (૫) કંદમૂળ વગેરે.




## અનાજ

**ઘઉં:**—મુંબઈ ઇલાકામાં, વરાડમાં, સિંધમાં, પંજાબમાં તથા પટણા સુધી ગંગાની ખીણમાં બહુ થાય છે. તેનો વધારો કરાંચી તથા મુંબઈથી પરદેશ ચઢાવવામાં આવે છે.

**જુવાર, બાજરી, મકાઈ અને રાગી:**—મુંબઈ ઇલાકો, મદ્રાસ ઇલાકો, મધ્ય પ્રાંતો, રજપુતાના અને સિંધમાં થાય છે.

**ડાંગર:**—ગંગાની ખીણના નીચલા ભાગમાં, આસામમાં, બ્રહ્મદેશમાં, સિંધમાં, પશ્ચિમ કિનારાના મેદાનમાં, અને દક્ષિણની નદીઓના ત્રિકોણાકાર પ્રદેશમાં થાય છે.

## તેલી બીઆં

**અળસી:**—કાળી માટીવાળી જમીનમાં મધ્ય પ્રાંતો, સંયુક્ત પ્રાંતો તથા બિહાર અને ઓરિસ્સામાં બહુ થાય છે. હિંદુસ્તાનમાંથી ૩ કરોડ રૂપીઆની અળસી અને તેનું તેલ પરદેશ ખાતે જાય છે. તે રંગના કામમાં બહુ આવે છે.

**સરસવ, રાઈ વગેરે:**—ઠંડી ઋતુમાં થાય છે. તેનો મુખ્ય પાક બંગાળા, આસામ અને પંજાબમાં થાય છે.

**તલ:**—બ્રહ્મદેશમાં બહુ થાય છે; તેમજ મદ્રાસ ઇલાકામાં, મધ્ય પ્રાંતોમાં, વરાડમાં અને મુંબઈ ઇલાકાના કેટલાક ભાગમાં થાય છે.

**દીવેલી:**—અનાજનાં તથા શેરડીનાં ખેતરોની વાડો પાસે અને બગીચામાં ઉગાડવામાં આવે છે. તેનો પાક આસામ અને બ્રહ્મદેશમાં બહુ થાય છે.

**મગફળી:**—મદ્રાસ ઇલાકામાં તથા કિનારાના પ્રદેશોમાં થાય છે. મુંબઈ ઇલાકામાં પણ હમણાં તેનો જબરજસ્ત પાક થાય છે.

## કઠોળ

આ બહુ ઉપયોગી વસ્તુ છે. શરીરમાં સ્નાયુના બંધારણ માટે આપણે તે ખાસ જરૂરનાં છે. આ પાકને મૂળમાં પાણી મળે તો તે ગમે તેવી જમીન અગર આબોહવામાં થાય છે. ચણા, વાલ, વટાણા, અડદ, મગ, તુવેર વગેરે હિંદુસ્તાનના બધા ભાગમાં વાવવામાં આવે છે. હાલમાં **સોયાબીન્સ** નામનું નવું કઠોળ કેટલેક ઠેકાણે વાવવામાં આવે છે. તે બહુ પૌષ્ટિક છે. ચણા ખાસ કરીને પંજાબ અને સંયુક્ત પ્રાંતોમાં બહુ થાય છે. બાજરીનાં ખેતરોમાં બાજરીની સાથે કઠોળ નાખવાથી જમીનને બહુ લાભ થાય છે.

## વાવેતરની પેદાશ

વાવેતરની પેદાશમાં ચા, કાફી, રબર, મસાલા, નાળિએરી, શેરડી, સિંકોના, અફીણ, કપાસ, શણ અને ખારેકનાં તાડ છે.

**ચા:**—ચા માટે ગરમ ભીની હવા જોઈએ. આવી હવા આસામની બે ખીણોમાં, દાર્જીલીંગ પાસે હિમાલયમાં, સંયુક્ત પ્રાંતોના ડુંગરોમાં, પંજાબ અને નીલગિરિમાં છે. હિંદુસ્તાનમાં થતા ચાનો અર્ધ ઉપરાંત ભાગ આસામમાં થાય છે.

કાફીનો છોડ ચાના છોડ કરતાં જરા નરમ છે. તેને અરબસ્તાનથી પહેલાં એક હાજી લાવ્યો હતો. મ્હેસુરમાં અને ત્રાવણકોરમાં તેની સારી પેદાશ છે.

**રબર:**—દક્ષિણ હિંદ, બ્રહ્મદેશ તથા મલાયાનાં સંસ્થાનોમાં થાય છે.

**મસાલા:**—હિંદુસ્તાનના દક્ષિણ ભાગના પશ્ચિમ કિનારા પર થાય છે.

**નાળિએરી:**—કિનારાના પ્રદેશમાં થાય છે.

**શેરડી:**—ગંગાનાં મેદાનોમાં, સંયુક્ત પ્રાંતોમાં, બિહાર અને ઓરિસ્સામાં, કોંકણમાં અને કિનારાનાં મેદાનોમાં થાય છે.

**સિંકોના:**—આ ઝાડ મૂળ દક્ષિણ અમેરિકાથી લાવવામાં આવ્યું હતું. તેની છાલમાંથી ક્વિનીન બનાવવામાં આવે છે. તે નીલગિરિમાં અને દાર્જીલીંગ પાસે હિમાલયમાં ઉગાડવામાં આવે છે.

**અફીણ:**—પોસનાં ઝાડ ગંગાની ખીણનાં મેદાનોમાં, રજપુતાનામાં, અને મધ્ય હિંદ એજંસીમાં સરકારની પરવાનગીથી ઉગાડવામાં આવે છે. તેને માટે ઘાઝીપુરમાં કારખાનું છે.

**કપાસ:**—આ પાકને લાવામાંથી બનેલી કાળી જમીન બહુ માફક આવે છે, તેથી કાઠિઆવાડ, ગુજરાત અને મુંબઈના ઉત્તર ભાગમાં કપાસ બહુ મોટા જથામાં ઉગાડવામાં આવે છે. કાર્ડેમમ હિલની પૂર્વે મદ્રાસ ઇલાકામાં પણ હાલમાં લાલ જમીનમાં કપાસ ઉગાડવાનું શરૂ કર્યું છે. પંજાબ, સંયુક્ત પ્રાંતો, સિંધ અને મદ્રાસ ઇલાકાના ઉત્તર ભાગમાં નહેરોની મદદથી કપાસ ઉગાડવામાં આવે છે.

**શણ:**—બંગાળામાં તથા આસામમાં બહુ મોટા જથામાં ઉગાડવામાં આવે છે. તેના રેસા છુટા પાડવા માટે બહોળા પાણીની જરૂર છે.

**ખારેકનાં તાડ:**—આ તાડને રણની જમીન બહુ માફક આવે છે.

- હિંદુસ્તાનની પેદાશ
  - ભીના મુલકો
    - ખેતીની પેદાશ
      - ડાંગર
      - ગળી
    - વાવેતરની પેદાશ
      - શણ
      - ચા
      - કાફી
      - રબર
      - મસાલા
      - નાળિએરી
      - શેરડી
      - મગફળી
      - સિંકોના
      - અફીણ
  - સુકા મુલકો
    - ખેતીની પેદાશ
      - ઘઉં, જવ
      - બાજરી
      - મકાઈ
      - કઠોળ
      - તેલી બીઆં
    - વાવેતરની પેદાશ
      - કપાસ
      - ખારેક

## કૃતિ અને પ્રશ્નો

૧. હિંદુસ્તાનના લેકોનો મુખ્ય ધંધો શો છે? તે તમે કેમ જાણ્યું?

૨. હિંદુસ્તાનના કાપડના ઉદ્યોગ વિષે જે જાણતા હો તે કહો.

૩. હિંદુસ્તાનમાં ચાલતા બીજા ધંધાઓનાં નામ આપો

૪. હિંદુસ્તાનમાં કયા મુખ્ય ખનીજો નીકળે છે. તે ખનીજો જે જગાએ નીકળતા હોય, તે તમારા રૂપરેખાવાળા નકશામાં બતાવો.

૫. ખેતીની પેદાશનો આધાર શાના પર છે?

૬. હિંદુસ્તાનની મુખ્ય ખેતીની પેદાશ ગણાવો, અને તે જ્યાં થતી હોય તે જગાએ તમારા રૂપરેખાવાળા નકશામાં મૂકો.

૭. ખેતીની પેદાશ અને વાવેતરની પેદાશમા શો ફેર છે?

## પાઠ ૧૧મો

## હિંદુસ્તાન: વેપાર

**વેપાર** એટલે ચીજોની **આપ લે.** આપણે ત્યાં જે ચીજો જોઈએ તેના કરતાં વધારે પ્રમાણમાં થતી હોય, તે ચીજો આપણે બીજાઓને આપી શકીએ; અને જે ચીજો જોઈએ તેના કરતાં ઓછા પ્રમાણમાં થતી હોય, તે આપણે બીજાઓની પાસેથી લેવી પડે. દાખલા તરીકે હિંદુસ્તાનમાંજ ઘઉં પંજાબમાં બહુ થાય છે, પણ બંગાળામાં થતા નથી; અને ચોખા બંગાળામાં બહુ થાય છે, પણ પંજાબમાં ઓછા થાય છે: તેથી પંજાબના ઘઉં બંગાળામાં જાય, અને બંગાળાના ચોખા પંજાબમાં આવે. આ પ્રમાણે એકબીજાના વધારાના માલની આપલે થાય. આ પ્રમાણે કાંઈ દેશની અંદરજ બને એમ નહિ. એક દેશમાં એક ચીજ બહુ વધારે જથામાં થતી હોય તેની જરૂર બીજા દેશને હોય, તો તે બીજો દેશ પેલા દેશમાંથી તે ચીજ ખરીદીને લઈ જાય; તેમજ તે બીજા દેશમાં કોઈ ચીજ એવી થતી હોય કે જેની પેલા દેશને જરૂર પડે, તો પેલો દેશ બીજા દેશમાંથી તે ચીજ લાવે. આ પ્રમાણે આખી દુનિયાના દેશો પોતપોતાને જોઈતી ચીજની આપલે કરે તેનું નામ **વેપાર.**

આપણે ત્યાં જે ચીજ વધારે પ્રમાણમાં થતી હોય, તેને દેશાવર ખાતે મોકલીએ તે **નિકાસ** કહેવાય.

વળી આપણા દેશમાં જે ચીજ મળવામાં મુશ્કેલી પડતી હોય પણ તેની આપણે જરૂર હોય, તેથી આપણે બીજા દેશોમાંથી તે ચીજ લાવીએ તેનું નામ **આયાત.**

હવે આપણે આપણા દેશમાં કઈ કઈ જાતની ચીજોની જરૂર છે, અને તેથી આપણે પરદેશથી આયાત કરવી પડે છે તે જોઈએ.

આપણો દેશ ખેતીપ્રધાન છે, તથા આપણે ત્યાં ઘણા ખનીજોનો અભાવ હોવાથી આપણે ઘણી ચીજો બનાવી શકતા નથી; તેથી આપણે

તેવી ચીજો અને કારખાનાંમાં બનતી ઘણી ચીજો આયાત કરવી પડે છે. તે ચીજો કયી તથા કયા કયા દેશોથી આપણે ત્યાં આવે છે તે આપણે જોઈશું.

**સુતરાઉ અને ગરમ કાપડ:**—આપણા દેશમાં કાપડ ઘણું બને છે, પણ તેટલું કાપડ આપણને પુરૂં પડતું નથી. વળી આપણા દેશમાં ઝીણું તથા સુશોભિત કાપડ બનાવવાનાં સાધનો તથા કારખાનાં નથી, તેથી આવું કાપડ આપણે ઈંગ્લાંડ, જર્મની, ઈટલી, અમેરિકા અને જાપાનથી લાવવું પડે છે. હિંદુસ્તાનમાં દર વર્ષે લગભગ ૬૦ કરોડ રૂપીઆનું કાપડ આયાત થાય છે.

**રેશમી કાપડ:**—હિંદુસ્તાનમાં રેશમ બહુજ થોડું થાય છે, તેથી રેશમ બહારથી લાવીને તેમાંથી થોડું કાપડ બનાવવામાં આવે છે; પણ ઘણુંખરૂં રેશમી કાપડ ફ્રાંસ, ચીન અને જાપાનથી આવે છે.

**લોખંડ અને પોલાદની ચીજો:**—હિંદુસ્તાનમાં જો કે હવે આ ચીજો મોટા પ્રમાણમાં બને છે, તોપણ હજુ ઘણી જાતની ચીજો જેવી કે કટલરી, મકાનને લગતો સામાન, સાંચાકામને લગતો સામાન વગેરે ઘણી જાતની ચીજો બહુ ઓછા પ્રમાણમાં બને છે; તેથી આવો સામાન ઈંગ્લાંડ, જર્મની, ફ્રાન્સ, અમેરિકા અને જાપાનથી આવે છે.

**મોટર ગાડીઓ:**—આપણા દેશમાં બનતીજ નથી. તે યુનાઇટેડ સ્ટેટ્સ, કાનડા અને ઈંગ્લાંડથી મુખ્યત્વે આવે છે.



આયાતના દેશો

**મીલોને લગતા સાંચાઓ:**—આ ઘણુંખરૂં ઈંગ્લાંડથી આવે છે. કેટલોક માલ અમેરિકા તથા જર્મની અને જાપાનથી પણ આવે છે.

**એન્જિનો, ડબાઓ વગેરે:**—ઘણુંખરૂં ઈંગ્લાંડથી આવે છે.

**કાચનો સામાન:**—ઈંગ્લાંડ, જર્મની, ફ્રાંસ, ઑસ્ટ્રિઆ તથા જાપાનથી આવે છે.

**કોલસા:**—ઈંગ્લાંડ, દક્ષિણ આફ્રિકા અને અમેરિકાથી આવે છે.

**ખાંડ:**—જાવા અને મોરિશિઅસથી આવે છે.

**કૃત્રિમ રેશમ:**—ઈટલી, જાપાન અને જર્મનીથી આવે છે.

**દીવાસળી:**—સ્વીડન તથા જાપાનથી આવે છે.

**કાચું ખનીજ તેલ, કેરોસીન અને પેટ્રોલ:**—જો કે બ્રહ્મદેશમાં આ ચીજો નીકળે છે, તોપણ જોઈએ તેના કરતાં ઘણી ઓછી; તેથી આ ચીજો યુનાઈટેડ સ્ટેટ્સ, રશિઆ, ઈરાન અને ઈરાકથી આવે છે.

**રંગો તથા કારખાનાંમાં બનેલો જુદી જુદી જાતનો માલ:**—ઇંગ્લાંડ અને બીજા દેશોથી આવે છે.

**સોનું:**—દક્ષિણ આફ્રિકા, ઑસ્ટ્રેલિઆ અને અમેરિકાથી આવે છે.

**રૂપું:**—મેક્સિકો, યુનાઈટેડ સ્ટેટ્સ તથા ચીનથી આવે છે.

**બીજી ધાતુઓ:**—અમેરિકા તથા યુરોપ ખંડના દેશોમાંથી આવે છે.

**દવાઓ:**—ઈંગ્લાંડ, જર્મની, ફ્રાંસ તથા યુનાઈટેડ સ્ટેટ્સથી આવે છે.

**કાગળ:**—સ્વીડન તથા ઈંગ્લાંડથી આવે છે.




હિંદુસ્તાનમાંથી નિકાસ થતો માલ.




નિકાશના દેશો

જે ચીજો આપણે ત્યાં પુષ્કળ જથામાં થાય છે, તેની હિંદુસ્તાનમાંથી નીચે મુજબ નિકાસ થાય છેઃ—

**સુતરાઉ કાપડઃ**—ઈરાન, અરબસ્તાન, ઈરાક અને પૂર્વ આફ્રિકા.

**ઊનઃ**—ઈંગ્લાંડ જાય છે.

**રૂઃ**—ઇંગ્લાંડ, જાપાન, ચીન, ઈટલી અને યુરોપના બીજા દેશોમાં જાય છે.

**ઘઉંઃ**—ઇંગ્લાંડ તથા યુરોપના બીજા દેશોમાં જાય છે.

**ચોખાઃ**—યુરોપના દેશોમાં જાય છે.

**શણઃ**—કાચું શણ ઈંગ્લાંડ તથા જર્મની જાય છે. તેમાંથી કાપડ બને છે. તે ઉપરાંત શણના કોથળા અને ગુણપાટ ઑસ્ટ્રેલિઆ, દક્ષિણ અમેરિકા, યુનાઇટેડ સ્ટેટ્સ, બ્રિટન અને બ્રિટિશ સલ્તનતના બીજા ભાગોમાં ચોખા, ઘઉં, કાફી વગેરે માલ ભરવા માટે જાય છે.


મુંબઈની નિકાસ


કલકત્તાની નિકાસ


કરાંચીની નિકાસ


મદ્રાસની નિકાસ


રંગુનની નિકાસ

**હિંદુસ્તાનનાં જુદાં જુદાં બંદરોથી નિકાસનું પ્રમાણ**

**તેલી બીઆંનો** વેપાર યુરોપના બધા દેશો સાથે અને યુનાઈટેડ સ્ટેટ્સ સાથે બહુ ચાલે છે.

**અળસીનું તેલ:**—યુનાઇટેડ સ્ટેટ્સ બહુ જાય છે.

**કાચાં ચામડાં:**—ઘણે ભાગે જર્મની અને યુનાઈટેડ સ્ટેટ્સ જાય છે. થોડાં ઘણાં ઑસ્ટ્રેલિઆ અને ઇટલી પણ જાય છે. કેળવેલાં ચામડાં બુટ બનાવવાના તથા બીજા ઉદ્યોગ માટે ગ્રેટબ્રિટન જાય છે.

**અફીણ:**—મુખ્ય દવા બનાવનારા દેશો એટલે ઈંગ્લાંડ, ફ્રાંસ, જર્મની અને યુનાઈટેડ સ્ટેટ્સમાં જાય છે.

**ગળી:**—રંગના કામ માટે ઈંગ્લાંડ જાય છે.

**ઈમારતી લાકડાં:**—યુરોપ અને આફ્રિકા મોટા પ્રમાણમાં જાય છે.

**મેંગેનીઝ, લોખંડ તથા વુલ્ફ્રામ:**—ઈંગ્લાંડ જાય છે.

આ ઉપરાંત બીજી ઘણી ચીજોની નાના મોટા પ્રમાણમાં આયાત તેમજ નિકાસ થાય છે, પણ તે બહુ જાણવા જેવી નથી.

## કૃતિ અને પ્રશ્નો

૧. વેપાર, આયાત અને નિકાસ એટલે શું તે દાખલા લઈને સમજાવો.
૨. આપણા દેશમાં પરદેશથી કયો કયો માલ આવે છે?
૩. આપણા દેશમાંથી કયો કયો માલ પરદેશ જાય છે, અને તે શા પ્રમાણમાં તે આકૃતિ દોરીને સમજાવો.
૪. હિંદુસ્તાનનાં પાંચ મુખ્ય બંદરો ગણાવો. તે દરેક બંદરેથી વધારેમાં વધારે અને ઓછામાં ઓછો કયો કયો માલ પરદેશ ચઢે છે?

## પાઠ ૧૨મો

# હિંદુસ્તાન : વ્યવહાર અને વ્યવહારનાં સાધનો

ધારો કે આપણે અમુક ગામડામાં રહીએ છીએ ત્યાં કેટલીક ચીજો થાય છે. તે જોઈએ તેના કરતાં વધારે પ્રમાણમાં થાય છે, તો કાંઈ તેજ ગામડામાં તે બધીજ ચીજો લઈ લેનારા મળશે? તે ગામડામાં તો તે ચીજ અમુક પ્રમાણમાંજ ખપશે. તેજ પ્રમાણે દરેક ગામડામાં થાય. ત્યારે આ બધાં ગામડાંવાળા શું કરે? આ મુશ્કેલીને લીધે અમુક ઠેકાણે આવેલાં ગામડાંનો માલ વેચનારા એક મધ્ય સ્થળમાં એકઠા થાય, અને તેઓ એકબીજાની સાથે જોઈતા માલની આપલે કરે. આવા જે સ્થળે લોકો એકઠા થાય તે સ્થળ બહુ અગત્યનું થાય, તેથી ઘણા લોકો અને વેપારીઓ ત્યાં વસે. આ વેપારીઓ ગામડાંના લોકોનો માલ લે. અને જેને જોઈએ તેને માલ વેચાતો આપે. આવું મધ્ય સ્થળ તે **શહેર.** આ પ્રમાણે એક દેશની અંદર આવાં જેટલાં મધ્ય સ્થળ હોય, ત્યાં બધે શહેરો વસે. હવે એમ પણ બને કે એક શહેરમાં અમુક જાતના માલનો બહુ વધારો હોય અને તેનો બીજા શહેરને ખપ હોય, તો તે શહેરવાળા વેપારી પેલા શહેરવાળા વેપારી પાસેથી તે માલ લે. આ પ્રમાણે શહેરો વચ્ચે વેપાર ચાલે. વળી એકજ દેશમાં જુદા જુદા પ્રાંતોમાં જુદી જુદી જાતની ચીજો વધારે પ્રમાણમાં થતી હોય, તો જુદા જુદા પ્રાંતોના વેપારીઓ પોતપોતાને જોઈતી ચીજોની આપલે કરે. આ પ્રમાણે વેપાર ચાલે, પણ આ આપલે કરવામાં ચીજો એક જગાએથી બીજી જગાએ લઈ જવાનાં સાધનો જોઈએ. આવાં સાધનોને વ્યવહારનાં સાધનો કહે છે.

અસલના વખતમાં તો આવાં સાધનોમાં બળદ, ગધેડાં, ઊંટ કે ગાડાંની વપરાશ થતી, અને એક જગાએથી બીજી જગાએ માલ લઈ જનાર આવા લોકોને વણઝારા કહેતા. સરકારનો અમલ શરૂ થયા પહેલાં રસ્તા બહુ ખરાબ હતા તથા રસ્તે લુટારાઓનો બહુ ભય રહેતો હતો, તેથી વ્યવહાર બહુ ઓછો ચાલતો હતો, અને ચોમાસામાં તો વ્યવહાર

લગભગ બધજ રહેતો. એથીજ અગાઉ જો કોઈ સ્થળે વરસાદ ન પડે અને દુકાળ પડે, તો બીજી જગાએથી માલ લાવવાની અડચણને લીધે ઘણા લોકો ભૂખમરાથી મરણ પામતા; પણ હવે તો રસ્તા સારા થઈ ગયા છે અને ચોર-લુટારાનો ભય મટી ગયો છે. તેથી વ્યવહાર બહુ સારો ચાલે છે, અને પોઠો તથા ગાડાંની જગાએ હવે મોટરગાડીઓ વપરાવા લાગી છે. વળી જુદાં જુદાં શહેરો વચ્ચે જથાબંધ માલ તથા ઉતારૂઓને લઈ જવા માટે આગગાડીઓ થવાથી બહુજ સરળતા થઈ છે.



ગાડું



આગગાડી



મોટર

તમે જોઈ શકશો કે રેલવે બાંધવા તથા ચલાવવા માટે બહુજ ખરચ કરવું પડે, તેથી શરૂઆતમાં તો મોટાં મોટાં શહેરો વચ્ચેજ રેલવે બધાય. પછી જેમ જેમ બીજાં નવાં સ્થળોની અગત્ય વધે તેમ તેવાં સ્થળોમાં રેલવેનું જોડાણ થાય. આ પ્રમાણે રેલવેનો ધીમે ધીમે વિસ્તાર થાય. અત્યારે હિંદુસ્તાનમાં લગભગ ૪૨,૦૦૦ માઇલ લાંબી રેલવે લાઈનો છે. હમણાંના મોટરના જમાનામાં મોટરો પણ ઉતારૂઓ અને માલના વ્યવહારમાં રેલવેઓ પાસેથી ઘણો ભાગ પડાવવા લાગી છે, અને હવે વિમાનો થવાથી લોકોએ થોડો થોડો વ્યવહાર તે રસ્તે પણ શરૂ કર્યો છે. આ વિમાનો અત્યારે તો કેટલીક ટપાલ અને થોડાઘણા ઉતારૂઓ લઈ જાય છે; પણ ધીમે ધીમે વિમાનના વ્યવહારનો વિકાસ થવાથી તે પણ રેલવે અને મોટરો સાથે હરિફાઈમાં ઉતરશે.



વિમાન

## વ્યવહારના માર્ગો

• જુદાં જુદાં ગામડાંથી શહેરો સુધી વ્યવહારના માર્ગો હોય તે તો તમે શીખ્યા, અને તે આપણે અહીં બતાવી શકીએ નહિ; પણ હિંદુસ્તાનનાં મોટાં શહેરો વચ્ચે જે વ્યવહારના માર્ગો (રેલવે લાઈનો) છે તે તો આપણે જાણવા જોઈએ. વળી જેમ આપણા દેશમાં અંદર અંદર વ્યવહાર ચાલે છે, તેમ આપણા દેશને બીજા દેશો જોડે પણ વ્યવહાર છે તે તમે શીખી ગયા છો, તેથી બીજા દેશો જોડેના વ્યવહારના માર્ગો પણ આપણે જાણવા જોઈએ. આ ઉપરથી તમે સમજશો કે દરેક દેશમાં ખરેખરાં અગત્યનાં શહેર તો જે બંદરોથી બીજા દેશો જોડે વ્યવહાર ચાલતો હોય તે બંદરોજ હોય. તેથી સાધારણ રીતે દરેક દેશમાં ઘણીખરી રેલવે લાઈનો બંદરો તરફજ જાય; અને ત્યાંથી વ્યવહારના માર્ગો બીજા દેશો જોડે દરિયામાર્ગે હોય.

# હિંદુસ્તાનની મુખ્ય રેલવે લાઈનો

**બી. બી. ઍન્ડ સી. આઈ. રેલવે:**—આ લાઈન મુંબઈથી શરૂ થઈને ઉત્તર તરફના કિનારાના મેદાનમાં પાલઘર, વલસાડ, નવસારી, સુરત, ભરૂચ, વડોદરા, આણંદ, નડિઆદ તથા અમદાવાદ થઈને વિરમગામ અને ખારાઘોડા જાય છે. તેનો એક ફાંટો વડોદરાથી ગોધરા, દાહોદ, રતલામ, નાગદા, કોટા અને ભરતપુર થઈને મથુરાં જાય છે, અને ત્યાંથી દિલ્હી સુધી ટ્રેન જાય છે. આ રસ્તે દિલ્હી જતાં ૨૬ કલાક થાય છે. આ રેલવેની બીજી નાની નાની પેટા લાઈનો છે, તે તમે શીખી ગયા છો. આ લાઈનની એક શાખા રજપુતાના માળવા રેલવે (આર. એમ. આર.) અમદાવાદથી મારવાડ અને જયપુર થઈને દિલ્હી જાય છે. બી. બી. ઍન્ડ સી. આઈ. મોટા માપની (૫½ ફુટ પહોળી પાટાની) છે, અને આર. એમ. આર. મધ્યમ માપની (૩′–૩⅜″ પહોળા પાટાની) રેલવે છે.

**જી. આઈ. પી. રેલવે:**—મુંબઈથી નીકળી કલ્યાણ આગળ તેના બે ફાંટા પડે છે: એક ફાંટો **ભોરઘાટ** તરફ અને બીજો **થળઘાટ** તરફ જાય છે. ભોરઘાટવાળો ફાંટો પુના, ધોંડ, શોલાપુર અને હોતગી થઈને રાયચુર જાય છે. થળઘાટવાળો ફાંટો ઈગતપુરી, નાસિક, મનમાડ, ભુસાવળ, ભોપાળ, ઝાંસી, ગ્વાલીઅર અને આગ્રા થઇને દિલ્હી સુધી જાય છે. આ રસ્તે મુંબઈથી દિલ્હી જતાં ૩૦ કલાક થાય છે.

મુંબઈથી કલકત્તા જવાના બે રસ્તા છે: એક રસ્તે જી. આઈ. પી. રેલવે કલ્યાણ, ઈગતપુરી, નાસિક, ભુસાવળ, અકોલા અને વર્ધા થઈને નાગપુર જાય છે. બીજે રસ્તે થળઘાટ મૂકયા પછી લાઈન ફંટાઈને જબલપુર થઈને અલ્લાહાબાદ જાય છે.

**બી. એન. રેલવે:**—આ લાઈન નાગપુરથી શરૂ થઈને રાજગઢને રસ્તે હૉરા ( કલકત્તા ) સુધી જાય છે. તેની બીજી શાખા કલકત્તાથી પૂર્વ કિનારે પૉર્ટ વૉલ્ટેર સુધી જાય છે. આ રેલવે મોટા માપની છે.

**એમ. ઍન્ડ એસ. એમ. રેલવે:**—આ રેલવે મદ્રાસથી નીકળી કર્ણાટક રસ્તે પેનરની ખીણમાં થઈને ગુંતાકલ રસ્તે રાયચુર જાય છે.



હિંદુસ્તાન
રેલ્વે લાઈનો દરિઆઈ માર્ગો
મોટા માપની
નાના માપની
પેશાવર
શ્રીનગર
રાવલપીંડી
અમૃતસર
સીમલા
અંબાલા
બોલન
દિલ્હી
જોધપુર
હૈદ્રાબાદ
કાનપુર
બનારસ
પટણા
ઝાંસી
કટની
કોટા
ભોપાલ
વડોદરા
સુરત
ભુસાવલ
નાગપુર
રાયપુર
મનમાડ
મુંબઈ
પુના
શોલાપુર
મદ્રાસ
પોંડીચેરી
મદુરા
હુબલી
ગોવા
દાર્જીલીંગ
ઢાકા
કલકત્તા
ચિતાગોંગ
માંડલે
રંગુન
પુરી
એડન તરફ ૧૬૫૦ માઈલ

ત્યાં તેનું જોડાણ જી. આઈ. પી. જોડે થાય છે. આ રેલવે મોટા માપની છે. તેની મધ્યમ માપની બીજી એક શાખા પુનાથી દક્ષિણમાં મુખ્ય સ્થળોએ જઈ મ્હૈસુર તરફ જાય છે. આ લાઈનની મોટા માપની બીજી શાખા મદ્રાસથી પૂર્વ કિનારે **પૉર્ટ વૉલ્ટેર** સુધી જાય છે. ત્યાં તેનું બી. એન. રેલવે જોડે જોડાણ થાય છે.

**એસ. આઇ. રેલવે:**—આ રેલવે હિંદુસ્તાનનાં છેક દક્ષિણનાં અગત્યનાં સ્થળોનું મદ્રાસ જોડે જોડાણ કરે છે. એક લાઈન મદ્રાસથી કાલીકટ અને ત્રિચિનોપલી થઈને તુતીકોરીન જાય છે. તુતીકોરીનથી કોલંબો સુધી આગબોટ જાય છે.

**ઈ. બી. રેલવે** અને **એ. બી. રેલવે:**—આ બંને લાઈનો બંગાળાના પૂર્વ ભાગમાંનાં સ્થળોનું અને આસામનું કલકત્તા જોડે જોડાણ કરે છે. તે વડે **કલકત્તાથી ગૌહત્તી** જવાય છે એક બીજો ફાંટો **લીડો** પાસેની કોયલાની ખાણો પાસે થઈને બ્રહ્મપુત્રા પર **દીબ્રુગઢ** બંદર તરફ જાય છે.

**ઈ. આઈ. રેલવે:**—આ રેલવે **હૌરા** (કલકત્તા)થી નીકળી ગીરીધીની ખાણો પાસે થઈને પટણા અને બનારસ થઈને **અલ્લાહાબાદ** જાય છે. ત્યાં તેનું જી. આઈ. પી. જોડે જોડાણ થાય છે. ત્યાંથી આગળ તે લાઈન કાનપુર થઈને **ધાઝીઆબાદ** જાય છે. આ લાઈનનો બીજો ફાંટો બનારસ પાસે થઈને મોગલસરાઈ, લખનૌ અને બરેલી થઈને **સાહરાનપુર** જાય છે. ત્યાં તેને એન. ડબલ્યુ. રેલવે જોડે જોડાણ થાય છે.

**એન. ડબલ્યુ. રેલવે:**—ઉત્તરમાં આ મોટામાં મોટી રેલવે લાઈન છે. તે **ધાઝીઆબાદ**થી શરૂ થઈ પંજાબમાં લાહોર થઈને **પેશાવર** જાય છે. તેની એક લાઈન પંજાબનાં મોટાં સ્થળોને કરાંચી સાથે જોડે છે. તેનો એક ફાંટો રોહરી, સક્કર, શિકારપુર અને જેકોબાબાદ થઈને બોલનઘાટને રસ્તે કવેટા જાય છે. ત્યાંથી પાછા બે ફાંટા પડે છે: એક ફાંટો અફઘાનિસ્તાનની સરહદ તરફ કંદહારની દિશામાં **ચમન** સુધી જાય છે, અને બીજો ફાટો ઈરાનની સરહદની અંદર **દુઝદપ** સુધી જાય છે.

બ્રહ્મદેશના દક્ષિણ ભાગમાં પેગુયોમાની બંને બાજુએ રેલવે છે. એક સીતાંગની ખીણમાં થઈને **માંડલે** જાય છે, અને બીજી ઈરાવદી

ઉપર પ્રોમ સુધી જાય છે. ઉત્તરમાં ઈરાવદી પર સેગાઈંગથી બામોની ઉત્તરે ૧૦૦ માઈલ પર મીતકીના સુધી જાય છે.

દેશી રાજ્યોની મુખ્ય લાઈનો ગાયકવાડની, નિઝામની, કાઠિઆવાડની અને જોધપુર-બિકાનેર રેલવે છે.

આ ઉપરાંત આ મુખ્ય રેલવેઓની બીજી અસંખ્ય નાની શાખાઓ છે.

આપણે કહ્યું તે પ્રમાણે આ બધી લાઈનો એકસરખા માપની નથી. મુખ્ય રેલવે લાઈનો પહોળા માપની છે, એટલે તેના બે પાટા વચ્ચે ૫'-૬'નું અંતર છે. આર. એમ. રેલવે, કાઠિઆવાડની રેલવે લાઈનો, એસ. એમ. રેલવે તથા બીજાં બધાં સ્ટેટોની રેલવે મીટર ગેજ એટલે લગભગ ૩'-૩⅜"ના માપની છે. કેટલીક રેલવે ૨'-૬"ના માપની છે. આવી લાઈનો ભરૂચ-જંબુસર રેલવે, ગુજરાત રેલવેઝ, અને વડોદરા સ્ટેટની કેટલીક લાઈનો છે. બીજી છેક નાના માપની એટલે ૨'ના માપની છે, અને તે દાર્જીલીંગ-હિમાલયન રેલવે અને માથેરાન સ્ટીમટ્રામવે છે.

આટલી જુદી જુદી લાઈનો છતાં ઉતારૂઓની સગવડ માટે એકજ માપની ગમે તે લાઈન ઉપર એક અગત્યના સ્થળથી બીજા અગત્યના સ્થળ સુધી બદલાવવી ન પડે તેવી ટ્રેનોની સગવડ જુદી જુદી રેલવે લાઈનોની પરસ્પર સમજુતીથી થાય છે. દાખલા તરીકે મુંબઈથી ગાડીઓ સીધી મદ્રાસ, કલકત્તા અને દિલ્હી થઈને પેશાવર સુધી જાય છે. તેજ પ્રમાણે મદ્રાસથી તથા કલકત્તાથી પણ સીધી પેશાવર સુધી ગાડીઓ જાય છે. આ ગોઠવણથી ઉતારૂઓની હાડમારી ઘણી ઓછી થઈ ગઈ છે. શરૂઆતમાં બે લાઈનનું જ્યાં જંકશન આવે, ત્યાં ગાડી બદલાવવીજ પડતી; પણ હવે તે પ્રમાણે નથી.

આ ઉપરાંત ગંગા નદીમાં બનારસથી કલકત્તા સુધી હોડીઓ અને વહાણો મારફતે પણ વ્યવહાર ચાલે છે, અને જુદાં જુદાં બંદરો વચ્ચે દરિયારસ્તે વ્યવહાર ચાલે છે, તેમજ આ બંદરોથી પરદેશ જોડે વ્યવહાર ચાલે છે. તે વ્યવહારના માર્ગોનો નકશો જોવાથી જણાશે. કેટલીક દેશી કંપનીની આગબોટો કિનારા પર કામ કરે છે, પણ પરદેશી કંપનીઓની હરિફાઈમાં હજુ તે જોઈએ તેવી પગભર થઈ શકી નથી.

વિમાનનો વ્યવહાર થોડો થોડો હિંદુસ્તાનમાં શરૂ થયો છે, અને કેટલાંક સ્થળોને ટપાલવ્યવહાર માટે વિમાની જોડાણ થયું છે. આ વિમાનો કોઈ કોઈ વખત ઉતારૂઓ પણ લઈ જાય છે. થોડાજ વખતમાં




આ વ્યવહાર ઘણો વધી જશે. અત્યારનાં જોડાણો તથા હવે પછી થવાનાં જોડાણો અહીં આપેલા નકશામાં બતાવ્યાં છે.

## પોસ્ટ અને તારખાતું

વ્યવહારમાં આ ખાતું બહુ મોટો ભાગ ભજવે છે. આ ખાતું એક જગાએથી બીજી જગાએ ટપાલના કાગળો, તારના સંદેશા,

પાર્સલો, મનીઑર્ડરો વગેરે બહુજ થોડે ખર્ચે લઈ જાય છે, તેથી લોકોને વ્યવહારમાં બહુજ સુગમતા પડે છે. આ ખાતાંએ દૂર દૂરનાં ગામોમાં પણ પોસ્ટ ઑફિસો અને તાર ઑફિસો ખોલીને લોકોને બહુજ સગવડ કરી આપી છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. વ્યવહાર એટલે શું? વ્યવહારની શી જરૂર હશે?

૨. વ્યવહારનાં અસલના વખતનાં સાધનો તથા હાલનાં સાધનોનો મુકાબલો કરો.

૩. હાલના વખતનાં વ્યવહારનાં સાધનોથી હિંદુસ્તાનને શા લાભ થયા છે?

૪. હિંદુસ્તાનમાં ગામડે ગામડે કેમ રેલવે લાઈનો નહિ હોય?

૫. હાલમાં ગામડાં જોડે વ્યવહારમાં કયું સાધન વધારે મદદરૂપ થયું છે?

૬. અત્યારે કઈ કઈ જાતનાં વ્યવહારનાં સાધનો વચ્ચે હરિફાઈ ચાલે છે?

૭. મોટરનો વ્યવહાર શરૂ થવાથી રેલવેની ખીલવણીને શો નફો કે નુકસાન થાય એમ તમને લાગે છે?

૮. પોસ્ટ અને તારખાતું વ્યવહારમાં કેવો ભાગ ભજવે છે?

૯. તમારા રૂપરેખાવાળા નકશામાં જુદી જુદી રેલવે લાઈનો બતાવો.

૧૦. તમારા રૂપરેખાવાળા નકશામાં હવાઈ વ્યવહારના માર્ગો બતાવો.

## પાઠ ૧૩મો

# હિંદુસ્તાન : રાજ્યવહીવટ–૧

તમે ચોથા ધોરણમાં આપણા ઇલાકાના રાજ્યવહીવટ સંબંધી શીખી ગયા છો. તેમાં તમને કહ્યું છે કે આપણા ઇલાકાના ઉપરી મુંબઇનો ગવર્નર છે, અને તેને રાજ્ય ચલાવવામાં મદદ કરવા માટે બે સભાઓ છેઃ (૧) કારોબારી કાઉન્સિલ અને (૨) ધારાસભા.

કારોબારી કાઉન્સિલમાં ૮ સભાસદો છે. તેમાં ગવર્નર પોતે, ૪ કારોબારી સભાસદો અને ત્રણ પ્રધાનો છે. હાલમાં ખર્ચ કમી કરવા માટે ફક્ત ૨ સભાસદો અને ૨ પ્રધાનોજ રાખવામાં આવ્યા છે. આ પાંચ સભાસદો વચ્ચે જુદાં જુદાં ખાતાંનો વહીવટ વહેંચી દેવામાં આવે છે. તેમાંથી કેળવણી ખાતું, આરોગ્ય ખાતું, જંગલ ખાતું, આબકારી ખાતું તેમજ મ્યુનિસિપલ અને લોકલ બોર્ડ ખાતાંનો વહીવટ દેશી પ્રધાનોને સોંપવામાં આવે છે; અને બાકીનાં ખાતાં જેવાં કે વસુલાત ખાતું, રક્ષણ ખાતું, જાહેર બાંધકામ ખાતું, નાણાં પ્રકરણી ખાતું વગેરે અગત્યનાં ખાતાંનો કારભાર બાકીના કારોબારી સભાસદો કરે છે.

આ દરેક ખાતાની જુદી ઑફિસ હોય છે, અને દરેક ખાતા ઉપર એક બહુજ અનુભવી સરકારી અમલદાર હોય છે. તેને તે ખાતાનો સેક્રેટરી કહે છે. પ્રધાનો અને કારોબારી સભાસદો પોતપોતાના ખાતાનો વહીવટ સેક્રેટરીઓની મદદથી કરે છે. પ્રધાન સિવાયના સભાસદોમાં એકને ઓછામાં ઓછો બાર વરસ સુધીની નોકરીનો અનુભવ હોવો જોઈએ.

ધારાસભામાં ૧૧૧ સભાસદો છે. તેમાં લોકોએ ચુંટી કાઢેલા ૮૬ હોય છે, અને બાકીના ૩૫ સરકાર નીમે છે. તેમાં ૧૬થી વધારે સરકારી અમલદારો હોતા નથી. આ સભાની ચુંટણી ત્રણ વર્ષ માટે થાય છે. તે વખતને અંતે ફરી નવી ચુંટણી થાય છે.

આવી બે સભાથી ચાલતી રાજ્યપદ્ધતિને દ્વિરાજ્યપદ્ધતિ કહે છે.

આપણા ઇલાકા જેવા હિંદુસ્તાનમાં ૧૦ ઇલાકા છે. તેમાં ૩ મોટા અને ૭ નાના છે. મુંબાઈ ઇલાકો, મદ્રાસ ઇલાકો અને બંગાળા ઇલાકો

મોટા છે, અને પંજાબ, આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો, બિહાર અને ઓરિસ્સા, મધ્ય પ્રાંતો, વાયવ્ય સરહદના પ્રાંતો, આસામ અને બ્રહ્મદેશ નાના છે. મદ્રાસ ઇલાકાની કાઉન્સિલમાં ૧૨૭, અને બંગાળા ઇલાકાની કાઉન્સિલમાં ૧૩૯ સભાસદો છે.

૧૦ ઇલાકા ઉપરાંત ૫ નાના પ્રાંતો છે; બ્રિટિશ બલુચિસ્તાન, અજમેર-મ્હેરવાડા, દિલ્હી, કુર્ગ, અને આંદામાન-નિકોબાર. તે દરેકના ઉપરીને ચીફ કમિશનર કહે છે. આ નાના પ્રાંતોમાં કારોબારી મંડળ કે ધારાસભા નથી, પણ બાકીનો બધો વહીવટ ઇલાકાની માફકજ ચાલે છે.

હિંદુસ્તાનનું સામ્રાજ્ય બ્રિટિશ સલ્તનતના તાબામાં છે, તેથી બ્રિટનના રાજાના પ્રતિનિધિ તરીકે હિંદુસ્તાનમાં એક **વાઇસરૉય અને ગવર્નર જનરલ** રહે છે. તે બધા ગવર્નરોનો તથા ચીફ કમિશનરોનો પણ ઉપરી છે. તેને આખા હિંદનું રાજ્ય ચલાવવામાં મદદ કરવા માટે ત્રણ સભાઓ છે: (૧) વાઇસરૉયની કારોબારી સભા, (૨) કાઉન્સિલ ઑફ સ્ટેટ, અને (૩) લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી-ધારાસભા.



**લૉર્ડ વિલિંગ્ડન**

વાઇસરૉયની કારોબારી સભામાં વાઇસરૉય પોતે, હિંદી સેનાધિપતિ, અને બીજા સાત સભાસદો હોય છે. તેમાં એક બૅરિસ્ટર અને ત્રણ સરકારી નોકરીમાં ઓછામાં ઓછા દશ વર્ષના અનુભવવાળા જોઈએ. હિંદુસ્તાનના રાજ્યવહીવટ માટે નવ ખાતાં હોય છે. તે દરેક પર સેક્રેટરી હોય છે.

કાઉન્સિલ ઑફ સ્ટેટમાં ૬૦ સભાસદો હોય છે. તેમાં ૪૦ પ્રજાએ ચુંટેલા અને ૨૦ સરકારી અમલદારો હોય છે.

લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીમાં ૧૪૪ સભાસદો હોય છે. તેમાંથી ૧૦૪ પ્રજાએ ચુંટેલા અને ૪૦ સરકારે નીમેલા હોય છે.

આપણે કહ્યું તેમ હિંદુસ્તાન ઇંગ્લાંડને તાબે છે, તેથી ઇંગ્લાંડના પ્રધાનમંડળમાંથી એક પ્રધાનને હિંદુસ્તાનના રાજકારભાર તથા ખરચ પર નજર રાખવાનું કામ સોંપવામાં આવે છે. તેને હિંદી પ્રધાન અગર સેક્રેટરી ઑફ સ્ટેટ ફોર ઇન્ડિઆ કહે છે. તેને મદદ કરવા માટે ૮થી ૧૨ સભાસદોની કાઉન્સિલ હોય છે.

હિંદુસ્તાનના રાજવહીવટ માટેના મુખ્ય અમલદારોમાંથી વાઇસરૉય, ગવર્નરો, હિંદી સેનાધિપતિ, વાઇસરૉય અને ગવર્નરોની કાઉન્સિલના કારોબારી સભાસદો તથા હાઇ-કોર્ટના ન્યાયાધીશોની નીમણુક બ્રિટિશ પ્રધાનમંડળની સલાહથી શહેનશાહ પોતે કરે છે. બાકીના અમલદારોની નીમણુક હિંદી સરકાર તથા ગવર્નરો પોતપોતાની સત્તાથી કરે છે.



પંચમ જ્યૉર્જ

તમે જાણો છો કે હિંદુસ્તાનમાં જે ભાગમાં સરકારનો અમલ ચાલતો નથી, તે ભાગમાં દેશી રાજાઓનો અમલ ચાલે છે. હિંદુસ્તાનનો ⅔ ભાગ સરકારના અને ⅓ ભાગ દેશી રાજાઓના તાબામાં છે. આવાં નાનાં મોટાં ૭૦૦ રાજ્યો છે. આ દેશી રાજાઓ બધા સલાહસંપથી રહે, અને હિંદુસ્તાનમાં કોઈ પણ જાતની તકરારો ન થાય, તેટલા માટે તેમના પર દેખરેખ રાખવાને વ્યવસ્થા કરવામાં આવી છે. મોટાં મોટાં રાજ્યો જેવાં કે હૈદ્રાબાદ, મ્હેસુર, કાશ્મીર, વડોદરા

વગેરેમાં સરકાર તરફથી રેસિડંટ રહે છે. તે રાજ્યના કામમાં કાંઈ હાથ ઘાલતા નથી, પણ સરકાર તરફથી ગુંચવાડા ભરેલા પ્રશ્નોમાં સલાહ આપે છે. બીજાં રાજ્યોના સમૂહો કરીને તે દરેક સમૂહ પર દેખરેખ રાખવા માટે એજંટ ટુ ધી ગવર્નર જનરલ અગર પોલિટિકલ એજંટ ટુ ધી ગવર્નર જનરલ રાખવામાં આવે છે.

આ ઉપરાંત નેપાળ તથા ભૂતાનનાં રાજ્યો સ્વતંત્ર છે. વળી ફ્રેંચ લોકોને તાબે તથા પોર્ટુગીઝ લોકોને તાબે કેટલોક મુલક છે, તે પણ સ્વતંત્ર છે.

આ રાજ્યવહીવટ માટે હિંદુસ્તાનના નીચે પ્રમાણે ૧૫ રાજકીય વિભાગો પાડેલા છે:—

(૧) સિંધુ નદીના પશ્ચિમ ભાગમાં સુલેમાન અને હાલા પર્વતો પાસે આવેલા ઉચ્ચ પ્રદેશને **વાયવ્ય સરહદના પ્રાંતો** કહે છે.

(૨) સિંધુની પશ્ચિમે **બ્રિટિશ બલુચિસ્તાન** છે.

(૩) સિંધુની પાંચ શાખાઓ વચ્ચેના પ્રદેશને **પંજાબ** કહે છે.

(૪) પંજાબની દક્ષિણમાં હાલમાં નવોજ **દિલ્હી પ્રાંત** બનાવવામાં આવ્યો છે. કલકત્તાથી દિલ્હી રાજધાની ફેરવી, ત્યારે આ નવો પ્રાંત બનાવવામાં આવ્યો હતો.

(૫) પંજાબ અને દિલ્હી પ્રાંતની પૂર્વે ગંગા અને જમનાના ફળદ્રુપ પ્રદેશને **આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો** કહે છે.

(૬) સંયુક્ત પ્રાંતો અને બંગાળાની વચ્ચે અને અયોધ્યા પ્રાંત તથા ગંગા નદીની દક્ષિણના જગન્નાથપુરી સુધીના પ્રદેશને **બિહાર અને ઓરિસ્સા પ્રાંત** કહે છે.

(૭) અયોધ્યા પ્રાંત તથા બિહાર અને ઓરિસ્સાની પૂર્વે **બંગાળા ઇલાકો** આવેલો છે.

(૮) ગંગા અને બ્રહ્મપુત્રાના સંગમની પૂર્વમાં **આસામ પ્રાંત** છે.

(૯) આસામની અને બંગાળાના સમુદ્રની પૂર્વે ઉત્તર દક્ષિણ લંબાએલા લાંબા પ્રદેશને **બ્રહ્મદેશ** કહે છે.

(૧૦) મધ્ય હિંદમાં માળવાનો જળક્ષેપક પ્રદેશ અને રજપુતાના છે, તેને **અજમેર-મેહેરવાડા** કહે છે.

(૧૧) મધ્ય હિંદના ઉચ્ચ પ્રદેશ અને દક્ષિણના ઉચ્ચ પ્રદેશની વચ્ચેના મેદાનને **મધ્ય પ્રાંતો** અને **વરાડ** કહે છે.

(૧૨) સિંધથી માંડીને પશ્ચિમઘાટ અને સમુદ્રની વચ્ચે આવેલા સાંકડા મેદાનના પ્રદેશને **મુંબઈ ઇલાકો** કહે છે.

(૧૩) દક્ષિણમાં મ્હૈસુરની દક્ષિણનો બધો પ્રદેશ અને પૂર્વઘાટ અને સમુદ્રની વચ્ચે આવેલા નીચા પ્રદેશને **મદ્રાસ ઇલાકો** કહે છે.

(૧૪) મુંબાઈ ઇલાકાની દક્ષિણ સરહદ પર મ્હૈસુરની પશ્ચિમે ડુંગરી મુલક છે, તેને **કુગ પ્રાંત** કહે છે.

(૧૫) બંગાળાના ઉપસાગરમાં આવેલા **આંદામાન** અને **નિકોબાર** ટાપુનો એક જુદો પ્રાંત બનાવવામાં આવ્યો છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. હિંદુસ્તાનના રાજ્યવહીવટ માટે જે ગોઠવણ છે તેનું ટુંકું બ્યાન આપો.

૨. દરેક પ્રાંતના વહીવટનું ટુંકું બ્યાન આપો.

૩. દેશી રાજ્યોના વહીવટ વિષે તમે શું જાણો છો? તેના પર સરકાર કેવી રીતે દેખરેખ રાખે છે?

૪. હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોનાં નામ આપો. તમારા રૂપરેખાવાળા નકશામાં તે પ્રાંતો દોરો.

## પાઠ ૧૪મો

## હિંદુસ્તાન: રાજ્યવહીવટ-૨

આપણે પહેલાં ત્રણ મોટા ઇલાકા લઈશું.

### ૧. મુંબઈ ઇલાકો

આ ઇલાકા વિષે તમે ચોથા ધોરણમાં શીખી ગયા છો. તેનું મુખ્ય શહેર મુંબઈ છે.



તાજમહાલ હૉટેલ: મુંબઈ

### ૨. મદ્રાસ ઇલાકો

આ ઇલાકો સરકારના તાબાનો જુનામાં જુનો મુલક છે. નકશામાં જોઈશું તો આ ઇલાકાની ત્રણ બાજુએ દરિયો છે, પણ તેમાં એકે સારું બંદર નથી. મદ્રાસનું બંદર ખુલ્લું છે, અને વહાણોના રક્ષણ માટે એક મોટો પુસ્તો બાંધવામાં આવ્યો છે, છતાં પણ તોફાન વખતે વહાણોને બહુ નુકસાન થાય છે. આ ઇલાકાનું ક્ષેત્રફળ મુંબઈ ઇલાકા કરતાં ઓછું છે, પણ તેની વસ્તી મુંબઈ ઇલાકા કરતાં દોઢી છે. આ ઇલાકાના ૨૪ જિલ્લા

પાડેલા છે, અને તે દરેક જિલ્લાના કલેકટરને ઇલાકાની સરકાર સાથે સીધો સંબંધ છે. તેમાં આખા હિંદુસ્તાનમાં સૌથી વધારે કેળવણીનો પ્રચાર છે.

**આબોહવા:**—આ ઇલાકાની હવા ગરમ છે, પણ દરિયો નજીક હોવાથી બહુ ગરમી કે ઠંડી લાગતી નથી. તેના દક્ષિણ અને અગ્નિ ખુણાના ભાગમાં ચોમાસું જૂનથી ફેબ્રુઆરિ સુધી ચાલે છે એટલે અહીં બેજ ઋતુ છે.

**પર્વતો તથા ઉચ્ચ પ્રદેશો:**—**નીલગિરિ, પશ્ચિમઘાટ અને કાર્ડેમમ.** દક્ષિણ હિંદના ત્રિકોણાકાર ઉચ્ચ પ્રદેશનો શિખરવાળો ભાગ આ ઇલાકામાં છે.

**નદીઓ:**—**ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી** આ ત્રણ મોટી નદીઓ છે. તે ઉપરાંત **પેન્નેર, પાલાર, પન્નાર, કોલેરૂન** અને **વૈગા** નાની નદીઓ છે. આ બધી નદીઓ આડા બંધ બાંધી તેનું પાણી નહેરો વડે ખેતરોને પુરૂં પાડવામાં આવે છે.

**સરોવરો:**—**ચિલ્કા, કોલર અને પુલિકટ.**

**ખનીજ:**—આ ઇલાકામાં લોખંડની કાચી ધાતુ, અબરખ અને મેંગેનીઝની કાચી ધાતુ ઘણી જગાએથી નીકળે છે. પશ્ચિમઘાટના ઉચ્ચ પ્રદેશમાંથી સોનું નીકળે છે, અને ગોદાવરી તથા કૃષ્ણા નદીના જિલ્લામાંથી હીરા નીકળે છે.

**પેદાશ:**—નીલગિરિમાં બુંદ બહુ થાય છે. તે ઉપરાંત ચા અને સિંકોના પણ થાય છે. આખો મદ્રાસ ઇલાકો ખેતીવાડીનો છે, અને વસ્તીનો ¾ ભાગ લગભગ ખેતી પર ગુજરાન ચલાવે છે. આર્કટ અને નેલુરમાં કેટલીક જગાએ ગળી પણ થાય છે. ખેતીની પેદાશમાં ઉંચી જાતનો તમાકુ, ચોખા, રાગી, તેલી બીઆં, શેરડી, રૂ અને ગરમ મસાલા મુખ્ય છે.

**હુન્નરઉદ્યોગ:**—સુતરાઉ કાપડ વણવાનો તેમજ ગળી, ખાંડ, પિત્તળ અને માટીનાં વાસણ બનાવવાના મુખ્ય હુન્નરો છે.

**નિકાસ:**—ચામડાં, રૂ, તેલી બીઆં, ગળી, તેલ, બુંદ, ખાંડ અને ચા છે. આ વેપાર મદ્રાસ, તુતીકોરીન, કોકોનાડા, કાલીકટ, કોચીન અને વિઝાગાપટ્ટમ વગેરે મુખ્ય બંદરો મારફત ચાલે છે.

**આયાત:**—આખા હિંદુસ્તાનના ઘણાખરા ભાગમાં સરખીજ છે, જેથી તે બતાવવાની જરૂર નથી.

**ઇતિહાસ:**—આ ઇલાકામાં સરકારે પહેલવહેલી જમીન જીત વડે મેળવી હતી, તેથી આ જુનામાં જુનો ઇલાકો છે. અસલ આ ઇલાકામાં ઘણાં દેશી રાજ્યો હતાં, પણ હવે તો મુખ્ય રાજ્યોમાં મ્હૈસુર, ત્રાવણકોર અને કોચીનનાં રાજ્યો છે. અસલનાં જાણીતાં રાજ્યોમાં તૈલંગણનું, ચૌલ અને પાંડ્યનું તથા વિજયનગરનાં રાજ્યો હતાં.

**વિભાગો:**—**ઉત્તર સરકાર, કર્ણાટક** અને **મલબાર**. આ બધા ભાગો અંગ્રેજ સરકારને કકડે કકડે મળ્યા હતા.

**મુખ્ય શહેરો: મદ્રાસ** ( ૬,૪૭,૦૦૦ ):—ઇલાકાની રાજધાની અને હિંદુસ્તાનનું ત્રીજા નંબરનું શહેર કોરોમાંડલ કિનારા પર છે. ત્યાંથી ચામડાં, ગળી, ચોખા, રૂ, તેલી બીઆં, ગરમ મસાલા, ચા અને તમાકુ પરદેશ ચઢે છે.

**કાંજીવરમ:**—મદ્રાસની નૈર્ઋત્યમાં છે. ત્યાં સુંદર દહેરાં છે. તે અસલ **ચૌલ**ની રાજધાની હતું.

**તાંજોર:**—આ શહેર આગળ લડાઈઓ થઈ હતી, અને તેમાં શિવાજીના ભાઈની જીત થઈ હતી. અહીં પણ **ચૌલ** રાજ્યની રાજધાની હતી.

**બેલ્લારી:**—અહીં લશ્કરી છાવણી છે. તેની વાયવ્યમાં જુના વિજયનગરનાં ખંડેરો છે.

**નેગાપટ્ટમ:**—કાવેરીના મુખ પર બંદર છે. અહીંથી સિલોન ચોખા મોકલવામાં આવે છે.

**મદુરા** ( ૧,૮૨,૦૦૦ ):—અહીંનું કાપડ વખણાય છે. તે જાત્રાનું સ્થળ છે, અને અસલના વખતનાં મહાદેવનાં સુંદર દહેરાં માટે પ્રખ્યાત છે. અહીં **પાંડ્ય** રાજાઓ રાજ્ય કરતા હતા.

**ત્રિચિનોપલી** ( ૧,૪૨,૦૦૦ ):—અહીં લશ્કરી છાવણી છે. ચીરૂટ અને જવાહીરના દાગીના માટે તે પ્રસિદ્ધ છે.

**શ્રીરંગમ:**—કાવેરીના એક ટાપુ પર છે. તેમાં વિષ્ણુનું મોટું દહેરૂં છે. તે રામાનુજ સંપ્રદાયવાળાનું જાત્રાનું મુખ્ય સ્થળ છે.

**સાલેમ** ( ૧,૦૨,૦૦૦ ):—તેજ નામના જિલ્લાનું મુખ્ય શહેર છે. તેમાં પોલાદકામ ઘણું સારૂં થાય છે. તેની પાસેના શિવરાઈ ડુંગર પર બુંદ થાય છે.

**ઉતાકામંડ:**—નીલગિરિના ઉચ્ચ પ્રદેશ પર હવા ખાવાનું સ્થળ છે. ત્યાં **મદ્રાસના ગવર્નર** ઉનાળામાં હવા ખાવા જાય છે. તે કુનુર રેલવે સ્ટેશનથી ૧૨ માઈલ પર આવેલું છે. ત્યાં જવા માટે પાકી સડક છે.

**કાલીકટ** ( ૮૧,૯૦૦ ):—મલબાર કિનારા પર મોટું બંદર છે. આ બંદરે **વાસ્કો ડા ગામા** ઇ. સ. ૧૪૯૮માં પહેલવહેલો ઉતર્યો હતો.

**મસુલીપટ્ટણ:**—કૃષ્ણા નદીના મુખ આગળ બંદર છે. આ કિનારા પર અહીં સૌથી પહેલી અંગ્રેજોએ કોઠી નાખી હતી.

**વિઝાગાપટ્ટમ:**—ઉત્તર સરકારનું બંદર છે. આ બંદર હાલમાં બહુ સારૂં ખીલવવામાં આવ્યું છે. ત્યાંથી મધ્ય પ્રાંત તથા ઓરિસ્સાનો માલ પરદેશ ચઢે છે. તે શીંગડાંની પેટીની બનાવટ માટે પ્રખ્યાત છે.

આ ઉપરાંત પશ્ચિમ કિનારા પર **મેંગલોર, કાનાનોર** અને **તેલીચેરી** નામનાં નાનાં બંદરો છે વળી **અંબુર, આર્ણી, વાંદીવાશ, આર્કટ, પોલીલોર** અને **પોર્ટોનોવો** ઐતિહાસિક શહેરો છે.

આપણે અગાઉ જણાવેલાં દેશી રાજ્યો પહેલાં મદ્રાસ ઇલાકાની દેખરેખ તળે હતાં, પણ હવે તો આખા હિંદનાં બધાં રાજ્યોને સીધો વાઈસરૉય જોડેજ સંબંધ છે. મ્હૈસુરમાં રેસિડંટ રહે છે. તેને વિષે આપણે બીજે સ્થળે કહીશું.

**ત્રાવણકોર:**—દરિયાકિનારે સાંકડી પટીના રૂપમાં છે.

**મુખ્ય પેદાશ:**—નાળિએર, સોપારી અને પીપર છે. ઉચ્ચ પ્રદેશ પર બુંદ, મરી, ચા અને એલચી થાય છે.

**હુન્નરઉદ્યોગ:**—નાળિએરનાં છોડાંનાં દોરડાં બનાવવાનાં ત્યાં કારખાનાં છે.

**મુખ્ય શહેર: ત્રિવેંદ્રમ:**—રાજધાની અને બંદર છે.
**અલેપ્પી:**—આ એક સારૂં બંદર છે.
**કોચીન:**—તે પણ દરિયાકિનારા પર આવેલું છે.
**મુખ્ય પેદાશ:**—નાળિએર, ભુંદ અને એલચી.
**મુખ્ય શહેર:—અર્નેકોલમ.**

**પુદુકોટા** નામનું રાજ્ય તાંજોરની નૈઋત્યમાં છે. તેની રાજધાની પુદુકોટા છે.

## મદ્રાસના તાબાના ટાપુઓ

**રામેશ્વર:**—છેક દક્ષિણમાં હિંદુઓનું જાત્રાનું ધામ છે.

**લક્ષદ્વીપ:**—મલબાર કિનારાથી ૨૦૦ માઇલ પર પરવાળાંના ટાપુઓનો સમૂહ છે. તેમાંના ઘણાખરા ટાપુઓ ઉજ્જડ છે. તેમની મુખ્ય પેદાશ નાળિએર છે.

## ૩. બંગાળા ઇલાકો

**સામાન્ય વર્ણન:**—બિહાર અને ઓરિસ્સાની પૂર્વે આ ઇલાકો આવેલો છે. તેનું ક્ષેત્રફળ મુંબઈ ઇલાકાથી અર્ધું છે, પણ વસ્તી લગભગ ૫ કરોડ એટલે મુંબઈ ઇલાકાથી લગભગ દોઢી છે. આખા હિંદુસ્તાનમાં આ પ્રદેશમાં સૌથી ધાડામાં ધાડી વસ્તી છે.

આ ઇલાકાનો ઘણો ભાગ સપાટ કાંપનો પ્રદેશ છે, અને દરિયાની સપાટીથી આ પ્રદેશની ઉંચાઈ ઘણી થોડી છે. આ પ્રદેશમાં કાંપથી બનેલો માટીનો થર એવો તો મોટો છે, કે ૫૦૦થી ૧,૦૦૦ ફુટ ઉંડું ખોદતાં સુધી એક પણ પત્થર હાથમાં આવે નહિ; તેથી આખો ઇલાકો બહુજ ફળદ્રુપ છે. વળી ગંગા-બ્રહ્મપુત્રાનો ત્રિકોણાકાર પ્રદેશ પણ બહુજ ફળદ્રુપ છે. તે ઘણોજ ભેજવાળો છે. તેમાં **સુંદરી** નામનાં ઝાડ પરથી જાણીતું થએલું **સુંદરબન** નામે મોટું જંગલ છે. તેમાં ઘણાં ફાડી ખાનારાં પ્રાણીઓ વસે છે.

**આબોહવા:**—અહીં બેજ ઋતુઓ છે: ઉનાળો અને ચોમાસું. ગરમીનું સરાસરી પ્રમાણ ૬૦°થી ૮૬° સુધી હોય છે.

**મુખ્ય નદીઓ:**—**ગંગા, બ્રહ્મપુત્રા, રૂપનારાયણ, કુશી, દામોદર, તિસ્તા** વગેરે. તિસ્તા સિક્કિમમાંથી નીકળી બ્રહ્મપુત્રાને મળે છે. જુના વખતમાં તે ગંગાને મળતી હતી. ગંગાનું બીજું નામ **હુગલી** છે.

**પેદાશ:**—ચોખા, શણ, તેલી બીઆં, કોલસા અને ચા. આ પ્રદેશમાં જેટલું શણ ઉગે છે, તેટલું દુનિયાના કોઈ પણ પ્રદેશમાં ઉગતું નથી. આ ઉપરાંત ઘઉં જવ અને મકાઈ પણ થાય છે. હિંદુસ્તાનમાં નીકળતા કોલસાનો ¾ ભાગ બંગાળામાંથી નીકળે છે. સિક્કિમના ડુંગરમાંથી સ્લેટના પત્થર, લોઢું અને તાંબું મળે છે. આ ઇલાકામાંથી ચોખા, શણ, તેલી બીઆં, ચામડાં, ચા, રેશમ અને કોલસાની નિકાસ થાય છે.


**બંગાળી ખેડુત-રમણી**

**લોકો:**—હિંદુ અને મુસલમાનની સંખ્યા લગભગ સરખી છે. તેઓ ખુલ્લાં માથાં રાખે છે.

**ભાષા:**—બંગાળી અને ઉર્દુ. ડુંગરોમાં અનાર્ય ભાષા બોલાય છે.

**મુખ્ય શહેરો: કલકત્તા** (૧૪,૧૯,૦૦૦):—તે દરિયાથી ૬૦ માઈલ દૂર હુગલી નદીને ડાબે કિનારે બંદર છે. હુગલી નદીના જમણા કિનારા પર **હાવરા** છે. તે કલકત્તાનો ભાગ ગણાય છે. તે હિંદુસ્તાનમાં મોટામાં મોટું શહેર છે. તે મુંબઈની માફક પહેલાં ગામડું હતું, પણ અંગ્રેજોના કબજામાં આવ્યા પછી તે આબાદ થવા લાગ્યું. તેના **મેદાન** નામના ભાગમાં એટલાં બધાં સુંદર મકાનો છે, કે તેને **મહેલોનું શહેર** કહે છે. દિલ્હીમાં રાજધાની ફેરવ્યા પહેલાં હિંદુસ્તાનના વાઈસરૉય કલકત્તામાં રહેતા. ત્યાંથી શણ, ચામડાં, અફીણ, ચોખા અને ગળી પરદેશ જાય છે.

મુંબઈમાં સુતરની મીલો છે, તેની માફક અહીં શણની મીલો છે. વળી હુન્નરઉદ્યોગનાં ઘણાં કારખાનાં છે.

**ઢાકા** (૧,૩૯,૦૦૦):—પૂર્વ બંગાળામાં અસલથીજ ઘણું પ્રખ્યાત શહેર છે. તેમાં અસલ નવાબોની ગાદી હતી. ઢાકામાં પહેલાં એવી ઝીણી મલમલ થતી, કે ૧૦ વારનો મલમલનો તાકો મુઠીમાં સમાઈ જાય. ત્યાં ઘણી પાઠશાળાઓ અને એક વિશ્વવિદ્યાલય છે.

**મુર્શિદાબાદ:**—બંગાળાના નવાબ મુર્શિદકુલીખાને આ શહેર સ્થાપ્યું હતું, અને તે મુસલમાનોનું છેલ્લું રાજધાનીનું નગર હતું. તે ભાગીરથી નદી પર છે. તે શહેર રેશમ અને ગળીના વેપાર માટે પ્રખ્યાત છે.

**નદ્યા:**—અસલ આ શહેર બંગાળાની રાજધાની હતું, તથા સંસ્કૃત પાઠશાળાઓ માટે પ્રખ્યાત હતું. બંગાળાના વૈષ્ણવોના મોટા ગુરુ **ચૈતન્યની** તે જન્મભૂમિ છે.

**ચિતાગોંગ:**- પૂર્વ બંગાળાનું બંદર છે. ત્યાંથી ચોખા અને સાગ પરદેશ ચઢે છે.

**સીરાજગંજ:**—શણના વેપારને માટે પ્રખ્યાત છે.

**પ્લાસી:**—અહીં કલાઈવે બંગાળાના નવાબ પર મોટી જીત મેળવી બંગાળાનો કબજો લીધો હતો.

**બારિસાલ:**—બાકરગંજ જિલ્લામાં મુખ્ય શહેર છે. ત્યાં ડાંગર ઘણી થાય છે.

**માલ્દા:**—તેની પાડોશમાં બંગાળાની જુની રાજધાની **ગૌડનાં** ખંડેર છે.

**બૅરૅકપુર:**—કલકત્તાની ઉત્તરે હુગલી નદી પર લશ્કરની છાવણીનું સ્થળ છે.

**હુગલી:**—કલકત્તાની ઉત્તરે ૨૪ માઈલ પર છે. ત્યાં બંગાળામાં અંગ્રેજોએ પહેલી કોઠી નાખી હતી.

**દાર્જીલીંગ:**—સિકિમ પાસે ૭,૦૦૦ ફુટની ઉંચાઈએ છે. ત્યાં બંગાળાના ગવર્નર ઉનાળામાં રહે છે. તેની આજુબાજુના ડુંગરોના ઢાળ પર ચા પુષ્કળ થાય છે.



દાર્જીલિંગ-હિમાલયન રેલ્વે પર્વત પર ચઢે છે.

**ચિન્સુરા:**—હુગલી પર બંદર છે. તે પહેલાં વલંદા લોકોને તાબે હતું, પણ ઇ. સ. ૧૮૨૫થી અંગ્રેજ લોકોને તાબે છે.

**ચંદ્રનગર:**—ચિન્સુરાની દક્ષિણે હજુ ફ્રેંચ સરકારને તાબે છે.

**બાંકુરા અને રાણીગંજ:**—બરદ્વાન જિલ્લામાં કોલસાની ખાણો માટે પ્રસિદ્ધ છે. આ સ્થળોમાં ૪૫૦ કોલસાની ખાણો છે.

## બંગાળા ઇલાકામાં આવેલાં દેશી રાજ્યો

**કુચબિહાર:**—આ નાનું રાજ્ય કોચ લોકોએ સ્થાપ્યું હતું. તેમાં કાઉન્સિલથી રાજ્યવહીવટ ચાલે છે. તેનો મુખ્ય પાક શણ, તમાકુ અને સાગ છે.

**ટિપેરા:**—આ રાજ્ય આસામમાં આવેલા મણીપુર રાજ્ય કરતાં સહેજ મોટું છે. તેનો મુખ્ય પાક રૂ, સાગ, તલ, વાંસ અને નેતર છે.

**સિક્કિમ:**—તે તિબેટના રસ્તા પર છે. તેમાં ૧૦૦ ઈંચ વરસાદ પડે છે. તેમાં ૪,૦૦૦ જુદી જુદી જાતનાં ફૂલ થાય છે. તેનો મુખ્ય પાક ચોખા, ઘઉં, બાજરી વગેરે છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. મદ્રાસ ઇલાકાના રાજ્યવહીવટમાં તથા બીજા ઇલાકાઓના રાજ્યવહીવટમાં શો તફાવત છે?

૨. મદ્રાસના બંદર વિષે તમે શું જાણો છો?

૩. મદ્રાસથી થતી નિકાસની ચીજો ગણાવો. તે ચીજો આ બંદરેથી શા માટે નિકાસ થાય છે?

૪. મદ્રાસમાં વરસાદની ઋતુ કેટલો વખત ચાલે છે? એમ કેમ હશે?

૫. મદ્રાસ ઇલાકામાં એવી કઈ ચીજો થાય છે, કે જે આપણા ઇલાકામાં થતી નથી?

૬. બંગાળા ઇલાકાની જમીન વિષે તમે શું જાણો છો? તેમાં કયો મુખ્ય પાક થાય છે અને શા માટે?

૭. બંગાળામાં ખેતીની તથા ખનીજની એવી કઈ પેદાશ છે, કે જે આપણા ઇલાકામાં થતી નથી?

૮. બંગાળામાં વસ્તી બહુ ગીચ કેમ હશે?

## પાઠ ૧૫મો

## હિંદુસ્તાન : રાજ્યવહીવટ-૩

### ઉત્તર હિંદના ઇલાકા અને પ્રાંતો

### ૧. વાયવ્ય સરહદનો પ્રાંત

આ નવો પ્રાંત પંજાબની પશ્ચિમે છે. તે પહેલાં ચીફ કમિશનરના હાથ તળે હતો, પણ હવે તો તેના પર ગવર્નર છે. તેનો રાજ્યવહીવટ બીજા ઇલાકાઓની માફક ધારાસભા અને કારોબારી સભાની મદદથી ગવર્નર ચલાવે છે. તે પહાડી મુલક છે. તેમાં ફક્ત સિંધુ નદી તરફનોજ મુલક ફળદ્રુપ છે. હિંદુસ્તાનમાં જમીનમાર્ગે દાખલ થવાના ઘણાખરા રસ્તા આ પ્રાંતમાં છે. દરિયામાર્ગે હિંદુસ્તાનમાં પેસવા માટે **મુંબઈ** બંદર **'હિંદુસ્તાનનો દરવાજો'** છે, તેમ જમીનમાર્ગે **પેશાવર 'હિંદુસ્તાનનો**



મુંબઈ-વિલાયતનો મેલ ઉપડે છે.

**દરવાજો'** છે. ૧૭મા સૈકા પહેલાં હિંદુસ્તાન પર જે જે સવારીઓ થઈ હતી, તે બધી ખાઈબરઘાટને રસ્તે. આ ઘાટ પેશાવરની પશ્ચિમે અને કાબુલ નદીની દક્ષિણે આવેલો છે. આ સવારીઓમાંની એક તો છેક આપણા મુંબઈ ઇલાકા સુધી આવી હતી. તે મહમુદ ગીઝનીની સોમનાથ

પરની સવારી. હિંદુસ્તાનને આવી સવારીઓમાંથી બચાવવા માટે હિંદી સરકારે આ પ્રાંતમાં મજબુત કિલ્લા બાંધીને લશ્કર રાખેલું છે.

આ પ્રાંતમાં આવેલાં દેશી રાજ્યોમાં પાંચ મુખ્ય છે: **દીર, સ્વાત, ચિત્રાલ, ખૈબર, અને કુરમ.**

**નદીઓ:**—કાબુલ અને ચિત્રાલ.

**પેદાશ:**—ઘઉં, જવ, બીજાં અનાજ, તેલી બીઆં, રૂ અને સુકો મેવો.

**લોકો અને ભાષા:**—લોકો પઠાણ જાતના મુસલમાન છે. દક્ષિણમાં રહેનારા મુસલમાનો **વઝીરી** અને ઉત્તરમાં રહેનારા **કોહીસ્તાની** નામે ઓળખાય છે. સાધારણ રીતે **પુસ્તુ** ભાષા બોલાય છે. ત્યાંના લોકોનો મુખ્ય વહેવાર અફઘાનિસ્તાન જોડે છે.

**આબોહવા:**—ઉનાળામાં બહુજ ગરમ અને શિઆળામાં પાણીનો બરફ થઈ જાય તેવી ઠંડી પડે છે.

**મુખ્ય શહેરો: પેશાવર:**—આ શહેર ખાઇબિરઘાટથી ૧૦ માઇલ દૂર છે. ત્યાં મોટી લશ્કરી છાવણી રહે છે. આ શહેર અસલના વખતથીજ અફઘાનિસ્તાન સાથેના વેપારનું કેન્દ્ર છે. કાબુલ, કંદહાર અને બોખારાના વેપારી કાફલા કાચું રેશમ, ઊન, લીલો તથા સુકો મેવો, ચામડાં, સાદડી વગેરે લઇને આ શહેરમાં થઇને પસાર થાય છે.

**ડેરાઇસ્માઈલખાન:**—ગોમલઘાટમાં થઈને ગિઝની જવાના રસ્તા પર સિંધુ નદીના કિનારા પર છે. ત્યાંથી ૪ માઇલ દૂર મોટી લશ્કરી છાવણી છે.

**ઍબટાબાદ:**—હઝારા જિલ્લાનું મુખ્ય શહેર છે. તેમાં પણ લશ્કરી છાવણી છે.

**જમરૂદ:**—આ કિલ્લો ખાઇબિરઘાટમાં જવાના માર્ગને મથાળે પેશાવરની રેલવે સડક પુરી થાય છે ત્યાં આવેલો છે.

આ ઉપરાંત **નવશેરા, કોહાટ** અને **બનુ**માં મજબુત કિલ્લા છે, અને **ચિત્રાલ, એડવર્ડાબાદ** વગેરે બીજાં શહેરો છે.

## ૨. પંજાબ

**સામાન્ય વર્ણન:**—ઝેલમ, ચિનાબ, રાવી, બિઆસ અને **સતલજ** એ પાંચ નદીના પ્રદેશને પંજાબ કહે છે. આ ઉપરાંત તેમાં સતલજ અને જમના નદીની વચ્ચેનો ઉંચો પ્રદેશ, સરહિંદ, ઝેલમ અને સિંધુની વચ્ચેનો પ્રદેશ, સિંધસાગર દોઆબ અને સિંધુની પશ્ચિમે આવેલા દેરાગાઝીખાનના પ્રદેશનો સમાવેશ થાય છે. પંજાબની નદીઓમાંથી કાઢેલી નહેરોની જાળ જેવી નહેરોની જાળ દુનિયાના કોઈ પણ ભાગમાં નજરે પડતી નથી. તેનો ઉત્તર ભાગ પહાડી છે.

આ પ્રાંતનું ક્ષેત્રફળ મુંબઈ ઇલાકાના ક્ષેત્રફળ કરતાં પોણું છે, પણ વસ્તી લગભગ મુંબઈ ઇલાકા જેટલી છે.

**નદીઓ:**—**ઝેલમ, ચિનાબ, રાવી, બિઆસ અને સતલજ.** તે ઉપરાંત **સિંધુ** તેની પશ્ચિમ સરહદ પર અને **જમના** તેની પૂર્વ સરહદ પર વહે છે. પંજાબમાં જો કે વરસાદ ઘણો થોડો પડે છે, તોપણ આ બધી નદીઓમાં પાણી ભરપુર વહે છે, તથા તેમાં ઉનાળામાં રેલ આવે છે: કારણ બધી નદીઓનાં મૂળ હિમાલયમાં છે, તેથી જ્યારે ઉનાળામાં બરફ ઓગળે છે ત્યારે આ બધી નદીઓમાં ભરપુર પાણી હોય છે.

**આબોહવા:**—ઉનાળામાં સખત તાપ અને શિઆળામાં સખત ઠંડી પડે છે. જો કે ડુંગરના ભાગમાં લગભગ ૪૦ ઇંચ જેટલો વરસાદ પડે છે, તોપણ પંજાબમાં એકંદર બહુ થોડો વરસાદ વરસે છે, પણ વરસાદની ખોટ પુરી પાડવાને નદીઓમાંથી પુષ્કળ નહેરો કાઢવામાં આવી છે. તેની મદદથી પંજાબનો પ્રદેશ એક ફળદ્રુપ બગીચો બની ગયો છે. આવી નહેરોની લંબાઈ ૧૨,૦૦૦ માઇલ છે. તેને લીધે ૧૨ ૦૦૦ ચોરસ માઇલમાં ખેતી થાય છે.

**પેદાશ:**—પંજાબનો મુખ્ય પાક ઘઉં છે. ત્યાંથી લાખો મણ ઘઉં કરાંચી બંદરેથી ઇંગ્લાંડ નિકાસ થાય છે. તે ઉપરાંત બાજરી, મકાઈ, રૂ, તેલી બીઆં, કઠોળ અને શેરડી થાય છે. મુલતાનમાં રેશમના કીડા ઉછેર-

વામાં આવે છે. **સૉલ્ટ રેન્જ** નામના ડુંગરમાંથી સિંધવ ખોદી કાઢવામાં આવે છે, અને **કાલાબાગ** આગળ ફટકડી નીકળે છે. **કાંગરાની ખીણ** ચાના બગીચાઓ માટે પ્રખ્યાત છે.



**પંજાબી રમણી**

**લોકો:**—પંજાબની વસ્તીમાં અર્ધો ભાગ મુસલમાનનો અને અર્ધો ભાગ શીખ અને હિંદુઓનો છે. આ બધા લોકો મજબુત બાંધાના છે. શીખ લોકો લશ્કરમાં નોકરી કરે છે. તેઓની સંખ્યા ૪૩ લાખની છે. આ લોકો ખાસ કરીને **લાહોર, અમૃતસર, જાળંધર, અંબાલા** અને **ફીરોઝપુર** તરફ વધારે છે.

**ભાષા:**—પંજાબી અને હિંદી.

**ઉદ્યોગધંધા :**—ધાબળીઓ, શાલ, શેતરંજી અને માટીનાં વાસણ બનાવવાં, કોતરણી કામ વગેરે. આ પ્રાંતનો મુખ્ય વેપાર અફઘાનિસ્તાનના લોકો જોડે છે. અને અફઘાનિસ્તાનમાંથી મુખ્ય ચીજો ઊન, મેવો હિંગ અને ઘોડા આવે છે.

**મુખ્ય શહેરો: લાહોર** (૪,૩૦,૦૦૦):—પંજાબનું મુખ્ય શહેર અને ગવર્નરને રહેવાનું સ્થળ રાવી નદી પર આવેલું છે. શીખ વંશની ગાદી સ્થાપનાર રણજીતસિંહનો મહેલ તથા ત્યાંથી ચાર માઈલ દૂર આવેલી જહાંગીર અને નૂરજહાંની કબર જોવા લાયક છે. અહીંથી થોડે છેટે મીઆનમીરમાં લશ્કરી છાવણી છે.

**અમૃતસર** (૨,૬૫,૦૦૦):—રાવી અને બિઆસ વચ્ચેના દોઆબમાં શીખ લોકોનું જાત્રાનું ધામ છે. ત્યાં શીખ લોકોના ગુરુએ **અમૃતસર** નામનું સરોવર તથા **સુવર્ણમંદિર** નામનું મંદિર બંધાવેલાં છે. આ શહેર ગરમ શાલ તથા રેશમી અને સુતરાઉ કાપડના વેપાર માટે પ્રખ્યાત છે.

**અંબાલા:**—સતલજ અને જમના વચ્ચે લશ્કરી છાવણીનું મથક છે.

**મુલતાન** ( ૧,૧૯,૦૦૦ ):—તે મોટું વેપારનું મથક છે. ત્યાં પણ લશ્કરી છાવણી છે.



સુવર્ણમંદિર : અમૃતસર

**રાવળપીંડી** ( ૧,૧૯,૦૦૦ ):—અહીં પણ મોટી લશ્કરી છાવણી છે.

**પાણીપત:**—ઇતિહાસમાં પુરાતન કાળથી પ્રખ્યાત થએલું મેદાન દિલ્હી અને અંબાલા વચ્ચે આવેલું છે.

**સ્થાનેશ્વર:**—અંબાલાની દક્ષિણે ઐતિહાસિક શહેર છે. તેની પડોશમાં કુરુક્ષેત્રનું મેદાન છે.

**શિઆળકોટ:**—આ શીખ લોકોનું પવિત્ર સ્થળ છે. આ શહેરમાં રમતગમતનો સામાન બનાવવાનાં ઘણાં કારખાનાં છે. અહીં પણ લશ્કરી છાવણી છે.

**મરી:**—૭,૫૦૦ ફુટની ઉંચાઇએ આવેલું હવા ખાવાનું મથક છે.

**સીમલા:**—૭,૨૦૦ ફુટની ઉંચાઇએ વાઇસરૉય સાહેબને ઉનાળામાં હવા ખાવાનું સ્થળ છે. ત્યાં જવા માટે કાલકાથી ડુંગરમાં રેલવે બાંધવામાં આવી છે.

**કસાવલી:**—સીમલાથી ૩૨ માઇલ છેટે હડખાયાં જનાવરોએ કરડેલા દરદીઓની સારવાર માટેના દવાખાના માટે પ્રસિદ્ધ છે.

આ ઉપરાંત **અલિવાલ, સોબ્રાઓન, ફિરોઝપુર, મુદકી, ગુજરાત** અને **ચિલિઅનવાલા** ઐતિહાસિક શહેરો છે.

## પંજાબમાં આવેલાં દેશી રાજ્યો

પંજાબમાં એકંદર ૪૩ દેશી રાજ્યો છે. તેમાં ચાર મોટાં છે. **પતિઆળા, ભાવલપુર, જીંદ** અને **નાભા.** બીજાં બધાં બહુ નાનાં છે. તે ઉપરાંત **મંડી, કપુરથલા, મલરકોટલા** અને **ફરીદકોટ**નાં રાજ્યો પણ જાણીતાં છે.

**ભાવલપુર:**—આ રાજ્ય સિંધુ અને સતલજની દક્ષિણે લાંબી ચીચરવટી જેવું છે. તેના રાજ્યકર્તા મુસલમાન છે.

**પતિઆળા:**—શીખ રાજ્યોમાં આ સૌથી મોટું અને ફળદ્રુપ છે. ત્યાંના હાલના મહારાજા બધી જાતની રમતગમતોમાં બહુ રસ લે છે, તથા રાજાઓની કાઉન્સિલમાં ઘણો આગળ પડતો ભાગ લે છે.

## ૩. આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો

**સામાન્ય વર્ણન:**—આ પ્રાંતને પહેલાં વાયવ્ય પ્રાંત કહેતા; પણ ઇ. સ. ૧૯૦૧માં વાયવ્ય સરહદના પ્રાંતો બનાવતી વખતે આ પ્રાંતને આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો એવું નામ આપ્યું. આ બંને પ્રાંતો કાંપનાં વિશાળ મેદાન છે, અને તેમનો ઢાળ ઇશાન તરફ છે. આ પ્રાંતના કુદરતી ચાર ભાગ પડી જાય છે.

**(૧) હિમાલયનો ડુંગરી પ્રદેશ:**—આ પ્રદેશ ઉંચાણમાં હોવાથી તેની હવા કુદરતી ઠંડી અને તંદુરસ્ત છે, તેમજ લોકો મજબુત અને લાયક છે. તેમાં સારાં હવા ખાવાનાં સ્થળો છે.

(૨) **તેરાઇનું જંગલ:**—આ તળેટીનો પ્રદેશ બહુજ ભેજવાળો હોવાથી તેમાં ઘાડું જંગલ છે, અને તેથી તે રોગિષ્ઠ છે. તેમાં ઘણાં જંગલી પ્રાણીઓ વસે છે.

(૩) **ગંગાનો પ્રદેશ:**—આ પ્રદેશ બહુજ રસાળ છે. તેમાં અસંખ્ય નહેરો હોવાથી ખેતી બહુ સારી થાય છે, અને પેદાશ ઘણી સારી છે; તેથી તેમાં વસ્તી પણ ઘાડી છે, અને હુન્નરઉદ્યોગ બહુ સારા ચાલે છે.

(૪) **દક્ષિણનો ડુંગરી મુલક:**—આ પ્રદેશ હજુ ઘણો પછાત છે.

**નદીઓ:—ગંગા, જમના, ગોગ્રા અને ગોમતી.** ગંગા નદી **ગંગોત્રી**માંથી નીકળે છે. તેના પર **ગંગોત્રી, બદરીનાથ** અને **હરદ્વાર** યાત્રાનાં સ્થળ છે. જમના નદી જમ્નોત્રીમાંથી નીકળી પ્રયાગ આગળ ગંગાને મળે છે.

**આબોહવા:**—આ પ્રાંતમાં વરસાદ ઘણો સારો પડે છે, તેથી હવા સમધાત રહે છે. બંગાળા કરતાં શિઆળામાં અહીં ઠંડી વધારે પડે છે. આગ્રામાં ઉનાળામાં વધારે તાપ અને શિઆળામાં ઠંડી વધારે પડે છે.

**પેદાશ:**—આ પ્રદેશમાં પાણી પુષ્કળ મળે છે, તથા ગંગા–જમનાની ખીણનો પ્રદેશ હોવાથી તે મોટું કાંપનું મેદાન છે તેથી બહુજ રસાળ છે. તેમાં મુખ્ય પેદાશ ઘઉં, શેરડી, ચોખા, અળસી, તમાકુ, ગળી, જુવાર, બાજરી, રૂ, અફીણ અને તેલી બીઆં છે. આ ઉપરાંત આ પ્રદેશમાં ગળી પણ થાય છે. શિવાલિકના દક્ષિણ ભાગમાં ચા પણ થાય છે. આ પ્રદેશમાં કેટલીક જમીન પર સુરોખારના થર થઇ જાય છે. તે એકઠો કરવામાં આવે છે.

**ઉદ્યોગધંધા:**—કાનપુરમાં સુતરાઉ અને ગરમ કાપડની મીલો છે, તથા ચામડાંની બનાવટનાં પણ કારખાનાં છે. બનારસમાં પિત્તળનાં વાસણ તથા કસબકામ સારૂં થાય છે. આ ઉપરાંત શેતરંજીઓ પણ બહુ સારી થાય છે. હાલમાં આ પ્રદેશમાં ખાંડનાં ઘણાં કારખાનાં ઉભાં થયા છે.

**લોકો:**—લોકોના ૧૫ ટકા મુસલમાન અને બાકીના હિંદુ છે. આ પ્રાંતનું ક્ષેત્રફળ મુંબઈ ઇલાકાથી અડધું છે, છતાં તેમાં વસ્તી દોઢી છે. આ ભાગમાં ૧ લાખથી વધારે વસ્તીવાળાં ૮ શહેર છે.

**ભાષા:**—મુખ્ય ભાષા હિંદી અને બિહારી છે.

**મુખ્ય શહેરો: અલ્લાહાબાદ** ( ૧,૮૪,૦૦૦ ):—આનું અસલ નામ **પ્રયાગ** હતું, પણ અકબર બાદશાહે તે બદલી **અલ્લાહાબાદ** રાખ્યું હતું. તે હિંદુઓનું એક મહા પવિત્ર જાત્રાનું સ્થળ છે. તે ગંગા તથા જમનાના **સંગમ** પર આવેલું છે. ત્યાં જ્યારે **કુંભ**નો મેળો ભરાય છે ત્યારે દશ પંદર લાખ માણસો એકઠાં થાય છે

**બનારસ** અગર **કાશી** ( ૨,૦૫,૦૦૦ ):—ગંગાના ડાબા કિનારા પર હિંદુઓનું મોટું જાત્રાનું ધામ છે. નદી પર મોટા ઘાટો બાંધેલા છે. ત્યાં રોજ હજારો યાત્રાળુઓ સ્નાન કરે છે. તે શહેરમાં દરેક શેરીએ એકાદ મોટું દહેરૂં નજરે પડે છે. ત્યાં મસજીદો પણ ઘણી છે. કાશી હજુએ સંસ્કૃત વિદ્યાના અભ્યાસનું મુખ્ય સ્થળ છે.

**કાનપુર** ( ૨,૪૪,૦૦૦ ):—ગંગાના જમણા કિનારા પર વેપારનું તથા રેલવેનું મોટું મથક છે. તે અનાજનો વેપાર, સુતરાઉ તથા ગરમ કાપડની મીલો તથા ચામડાંના વેપાર માટે પ્રખ્યાત છે. ત્યાં તંબુ બનાવવાનાં મોટાં કારખાનાં છે. ઇ. સ. ૧૮૫૭ના બળવામાં નાના સાહેબે અહીં ઘણા અંગ્રેજોની કતલ કરી હતી, તેની યાદગીરીમાં ત્યાં '**મેમોરિઅલ વેલ**' નામનો કુવો છે.

**ગાઝીપુર:**—બનારસની પૂર્વે ગુલાબનું અત્તર તથા અફીણના વેપાર માટે પ્રખ્યાત છે.

**મથુરાં:**—આગ્રાની વાયવ્યમાં **શ્રી કૃષ્ણ** ભગવાનની જન્મભૂમિને લીધે પવિત્ર સ્થળ છે. તેની નજીકમાં **વૃંદાવન** નામનું બહુજ પવિત્ર સ્થળ છે.

**ઝાંસી:**—બુંદેલખંડમાં મોટું રેલ્વે જંકશન છે. ત્યાં મોટી લશ્કરી છાવણી અને રેલવેનાં કારખાનાં છે.

**આગ્રા** (૨,૩૦,૦૦૦):—અકબર અને શાહજહાંનના વખતમાં તે મોટા સામ્રાજ્યનું પાયતખ્ત હતું. આગ્રામાં ઘણાં જોવા લાયક મકાનો છે. તેમાં શાહજહાંને પોતાની બેગમ **મુમતાજમહાલ**ની કબર પર બંધાવેલો **તાજમહાલ** દુનિયામાં નવ અજાયબીની ચીજોમાં એક ગણાય છે. તે

સફેદ આરસનો બનાવેલો છે, અને તેમાં રંગીન આરસ અને કિમતી પત્થરોનું એવું સરસ જડતર તથા નકશીકામ કરવામાં આવેલું છે, કે કેમ જાણે તે આજેજ બંધાવેલો હોય એમ લાગે છે. આગ્રા શહેર આરસની કારીગરી માટે પ્રખ્યાત છે. તેમાં ઘણાં સુંદર અને ભવ્ય મકાનો છે.



તાજમહાલ : આગ્રા

**અલીગઢ:**—આ ઉદ્યોગનું મોટું સ્થળ છે. તેમાં લોખંડનો સામાન બહુજ સારો બને છે. તે આગ્રાની ઉત્તરે મોટી મુસલમાની કૉલેજ માટે જાણીતું છે.

**કનોજ:**—પ્રાચીન કાળમાં મોટું શહેર હતું.

**મીરત** (૧,૩૭,૦૦૦):—ગંગા અને જમના વચ્ચે મોટું લશ્કરી છાવણીનું સ્થળ છે. તેમાં કુતબુદ્દીને તથા નૂરજહાંએ બંધાવેલા રોજા જોવા લાયક છે.

**બરેલી** (૧,૪૪,૦૦૦):—આ રોહીલખંડનું મુખ્ય શહેર છે. આ શહેરની આજુબાજુ ખાંડનાં ઘણાં કારખાનાં છે. ત્યાં વાંસ તથા સાગનું ફર્નિચર સારૂં થાય છે.

**રૂરકી:**—ત્યાં મોટી ઇજનેરી કૉલેજ છે.

**સહરાણપુર:**—વનસ્પતિના બગીચાઓ માટે પ્રખ્યાત છે.

**ફૈઝાબાદ:**—ગોગ્રાના કિનારા પર લશ્કરી છાવણીનું સ્થળ છે, તથા સુંદર શહેર છે. તેની પાસે જુનાં અયોધ્યા નગરનાં ખંડેર છે. અયોધ્યા શહેર રામચંદ્રજીની જન્મભૂમિ તરીકે બહુ પવિત્ર ગણાય છે.

**મોરાદાબાદ** ( ૧,૧૧,૦૦૦ ):— આ શહેર પાકી કલાઇવાળાં પિત્તળનાં વાસણો માટે પ્રખ્યાત છે.

**દહેરાદુન:**—અહીં જંગલખાતાની કૉલેજ અને ચાના બગીચા છે. અહીં લશ્કરી તાલીમ માટે પણ એક કૉલેજ છે. ઇ. સ. ૧૯૩૫થી ત્યાં એક **પબ્લિક સ્કૂલ** નીકળવાની છે.

**નૈનિતાલ:**—૬,૫૦૦ ફુટની ઉંચાઇએ ગવર્નરને ઉનાળામાં હવા ખાવાનું સ્થળ છે.

**લખનૌ** (૨,૭૫,૦૦૦):—અયોધ્યાનું મુખ્ય શહેર ગોમતી નદી પર આવેલું છે. ત્યાં ઘણાં સુંદર મુસલમાની મકાનો છે. ત્યાંનાં માટીનાં વાસણ અને હાથીદાંતનું તથા લાકડાંનું કોતરણી કામ વખણાય છે. ત્યાં એક લશ્કરી છાવણી પણ છે.

## સંયુક્ત પ્રાંતોમાં આવેલાં દેશી રાજ્યો

**રામપુર:**—આ નાનું મુસલમાની રાજ્ય રોહીલખંડમાં છે. ત્યાંના ખેસ, દુપટ્ટા, ચાદરો, તરવારો અને લોઢાનાં ઓજારો વખણાય છે. ત્યાં અરબી ભાષા માટે એક કૉલેજ છે.

**ગરવાલ:**—આ રજપુત રાજ્ય હિમાલયમાં આવેલું છે. ત્યાંના લોકો શૂરવીર અને લડાયક છે. તેનું મુખ્ય શહેર **તેરી** છે.

**બનારસ:**—ઇ. સ. ૧૯૧૧માં બનારસની જુની જાગીરમાંથી આ રાજ્ય બનાવેલું છે. બનારસ શહેર આ જાગીરમાં નથી. ત્યાંના જાગીરદારને મહારાજા કહે છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. વાયવ્ય સરહદના પ્રાંતની ખાસ અગત્ય હોય તે બતાવો.
૨. વાયવ્ય સરહદના પ્રાંતમાં આવેલાં લશ્કરી છાવણીનાં મુખ્ય સ્થળોનાં નામ આપો.
૩. પંજાબ દેશ બહુ ફળદ્રુપ હોવાનું શું કારણ હશે ?
૪. પંજાબની વસ્તીમાં અર્ધોઅર્ધ મુસલમાનો કેમ હશે ?
૫. પંજાબની પ્રજા કેમ બહુ લડાયક હશે ? પંજાબની લડાયક જાતોમાં કઈ કઈ મુખ્ય છે ?
૬. પંજાબમાં કઈ ભાષા ચાલે છે ? આવી ભાષા કેમ ઉત્પન્ન થઈ હશે?
૭. આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતોમાં વસ્તી કેમ બહુ ગીચ હશે ?
૮. અસલના વખતથી હિંદુસ્તાનના સામ્રાજ્યની રાજગાદી આગ્રા અગર તેની નજીકમાં દિલ્હીમાં કેમ પસંદ કરતા હશે ?
૯. ઉત્તર હિંદુસ્તાનમાં કયા કયા ઉદ્યોગધંધા બહુ સારા જામ્યા છે ? તે શા માટે ?
૧૦. નીચેનાં સ્થળો શાને માટે જાણીતાં છે ?
દહેરાદુન, મોરાદાબાદ, રૂરકી, નૈનિતાલ, અલીગઢ, મથુરાં, કાનપુર, લાહોર, જમરૂદ, સ્થાનેશ્વર, શિઆળકોટ.

## પાઠ ૧૬મો

# હિંદુસ્તાન: રાજ્યવહીવટ-૪

## મધ્ય હિંદના ઇલાકા અને પ્રાંતો

### ૧. બ્રિટિશ બલુચિસ્તાન

**સામાન્ય વર્ણન:**—સિંધની પશ્ચિમે આ પ્રાંત આવેલો છે. તેના પર ચીફ કમિશનર છે. તે તેમાં આવેલાં દેશી રાજ્યોનો એજંટ ટુ ધી ગવર્નર જનરલ છે. આ પ્રાંત ઇરાની ઉચ્ચ પ્રદેશના અગ્નિ ખુણાનો પહાડી અને રણનો ભાગ છે. સુલેમાન પર્વત તરફનો તેનો ભાગ બહુ ઉંચો છે.

**આબોહવા:**—આ ભાગમાં કેટલોક ઉચ્ચ પ્રદેશ અને બાકીનો ભાગ રણનો છે. તેમાં વરસાદ ૧૦ ઇંચ સુધી પડે છે. ત્યાં શિઆળામાં અતિશય ઠંડી અને ઉનાળામાં અતિશય ગરમી પડે છે. સિંધુ નદીના કિનારાથી બોલનઘાટ સુધીનો માર્ગ ઉનાળામાં હિંદુસ્તાનમાં વધારેમાં વધારે ઉષ્ણતામાનવાળો પ્રદેશ છે.

**મુખ્ય નદી:**—હિંગોળ.

**પેદાશ:**—ઘઉં.

**લોકો અને ભાષા:**—લોકો બે જાતના છે: **બલુચી** આર્ય જાતના અને **બ્રાહુઈ** મોગલ જાતના છે. બંને મુસલમાની ધર્મ પાળે છે, અને પહાડી તથા ઘણા મજબુત છે.

**મુખ્ય શહેરો: કવેટા:**—બ્રિટિશ બલુચિસ્તાનનું મુખ્ય શહેર છે. બોલનઘાટના ઉત્તર છેડાથી ૨૮ માઇલ પર તે ૫,૫૦૦ ફુટની ઉંચાઈએ આવેલું છે. સક્કરથી કવેટા સુધી રેલવે છે.

**કિલાત:**—કિલાતના ખાનની રાજધાની છે. આ શહેર કવેટાની દક્ષિણે ૮૪ માઇલ પર ૬,૦૦૦ ફુટની ઉંચાઈએ આવેલું છે.

### ૨. મુંબઈ ઇલાકો

આ વિષે તમે ચોથા ધોરણમાં શીખી ગયા છો.

## ૩. અજમેર-મ્હેરવાડા તથા રજપુતાના એજંસી

**સામાન્ય વર્ણન:**—રજપુતાના એજંસીનો પ્રદેશ પંજાબની દક્ષિણે છે. તેમાં અજમેર-મ્હેરવાડા નામે નાનો બ્રિટિશ પ્રાંત આવેલો છે. આ પ્રાંતનો ચીફ કમિશનર રજપુતાનાનો એજંટ ટુ ધી ગવર્નર જનરલ છે. આ એજંસીમાં ૧૮ રજપુત રાજ્યો, ૨ જાટ સંસ્થાનો અને ૨ મુસલમાની રાજ્ય છે. મોટાં રાજ્યોમાં રેસિડન્ટો હોય છે. તે એજંટ ટુ ધી ગવર્નર જનરલના હાથ તળે છે. આ પ્રાંતની મધ્યમાં અરવલ્લીના ડુંગરોની હાર છે, તેથી તેના બે ભાગ પડે છે: (૧) **પશ્ચિમ રજપુતાના** અને (૨) **પૂર્વ રજપુતાના.** એજંટ ટુ ધી ગવર્નર જનરલ ઉનાળામાં માઉન્ટ આબુ પર હવા ખાવા જાય છે.

મોટાં રાજ્યોમાં મુખ્ય **ઉદેપુર** અથવા **મેવાડ, જયપુર, જોધપુર, બિકાનેર, ભરતપુર, કીશનગઢ, બુંદી, કોટા, દાંતા, ધોળપુર** (જાટનું), અને **ટોંક** તથા **પાલણપુર** (મુસલમાની) છે.

**પર્વતો અને ઉચ્ચપ્રદેશો:**— **અરવલ્લીના** ડુંગરો. ડુંગરોનો પૂર્વ ભાગ ઉચ્ચ પ્રદેશ છે, અને તેનો નૈર્ઋત્યનો ભાગ ફળદ્રુપ છે. પશ્ચિમનો ભાગ સપાટ મેદાન છે. તેમાં કોઈ કોઈ જગાએ રેતીના ડુંગરો નજરે પડે છે. વાયવ્ય તરફનો ભાગ તદ્દન રણનોજ પ્રદેશ છે. અરવલ્લીના દક્ષિણ ભાગમાં આબુ સારૂં હવા ખાવાનું સ્થળ છે.

**નદીઓ: લુણી:**—અજમેર આગળ અરવલ્લીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણમાં પડે છે.

**ચંબલ:**—મધ્ય હિંદ એજંસીના પહાડોમાંથી નીકળી ઉત્તરમાં આગ્રા આગળ જમનાને મળે છે.

**બનાસ:**—આ નાની નદી ચંબલને મળે છે.

**આબોહવા:**—પશ્ચિમ રજપુતાનાની હવા સુકી છે, પણ પૂર્વમાં વરસાદ વધારે પડે છે. આબુ પર લગભગ ૧૦૦ ઈંચ વરસાદ પડે છે.

**પેદાશ:**—રજપુતાના એજંસી ખેતીનો પ્રદેશ નથી. પાણીની તાણને લીધે પૂર્વ અને દક્ષિણ ભાગ સિવાય બીજી જગાએ એ પાક થતાજ નથી. મુખ્ય પાક ઘઉં અને મકાઈ છે.

સાંભર સરોવર પર મીઠું પકવવામાં આવે છે.

**વસ્તી** અને **ભાષા:**—આ પ્રદેશમાં હિંદુઓની વસ્તી ઘણી છે. રાજાઓ ઘણાખરા રજપુત છે, તેથી તેનું નામ **રજપુતસ્તાન** પડેલું છે. આ ભાગમાં મુસલમાનની વસ્તી ઘણી ઓછી છે. લોકો મારવાડી, હિંદી અથવા ઉર્દુ ભાષા બોલે છે. રજપુતાનાની વસ્તી ૧,૧૨,૨૬,૦૦૦ છે.

**અજમેર-મ્હેરવાડા:**—આ પ્રાંતની વસ્તી લગભગ ૧,૨૦,૦૦૦ છે.

**મુખ્ય શહેર: અજમેર:**—આ શહેર ઇ. સ. ૧૪૫માં અજા રાજાએ વસાવેલું કહેવાય છે. ત્યાં ચીફ કમિશનર અને રજપુતાના એજંસીના એજંટ ટુ ધી ગવર્નર જનરલ રહે છે. શહેરમાં રાજકુમારોને વિદ્યા આપવા માટે **મેયો કૉલેજ** નામનું એક વિદ્યાલય છે. અજમેરમાં **ખ્વાજા પીર**ની દરગાહ છે, તેથી મુસલમાનો માટે જાત્રાનું સ્થળ છે. દર સાલ ત્યાં ૭ દિવસનો મોટો મેળો ભરાય છે.

**જોધપુર** અગર **મારવાડ**નું રાજ્ય:—આ રાજ્ય સૌથી મોટું છે. તેની વસ્તી ૨૧,૨૬,૦૦૦ની છે. ત્યાં મારવાડીઓની વસ્તી છે, અને લોકો મારવાડી ભાષા બોલે છે.

**મુખ્ય શહેર: જોધપુર:**—આ શહેર **જોધા** નામના રાજાએ વસાવ્યું હતું.

**મેવાડ** અથવા **ઉદેપુર**નું રાજ્ય:—આ રાજ્યની વસ્તી ૧૫,૬૭,૦૦૦ની છે. તે જોધપુર તથા જયપુર કરતાં નાનું છે. ત્યાંના રાજાઓ બાપા રાવળ અને રાણા પ્રતાપના વંશના છે, તેથી બહુ કુળવાન ગણાય છે. તેમણે પોતાની કુંવરી કોઈ પણ મુસલમાન રાજાને પરણાવી નથી.

**મુખ્ય શહેરો: ઉદેપુર:**—તે સરોવરના ટાપુ પર બાંધેલું છે. ત્યાંના રાજાનો મહેલ બહુ સુંદર છે. તેના **નાથદ્વારા** ગામમાં **વૈષ્ણવો**નું **શ્રીનાથજીનું મહા પવિત્ર ધામ છે.**

**ચિતોડ:**—તે ઉદેપુરના રાજ્યની જુની રાજધાની છે. તેની ઉત્તરે ૧૨ માઇલ પર એકલિંગજી મહાદેવનું દહેરૂં છે.



કીર્તિસ્તંભ : ચિતોડ

**જયપુરનું રાજ્ય:**—આ રાજ્ય જોધપુરથી નાનું છે, પણ તેની વસ્તી ૨૬,૩૨,૦૦૦ની છે.

**મુખ્ય શહેર: જયપુર (૧,૪૪,૦૦૦):**—આ શહેરની બાંધણી બહુ સરસ હોવાથી તેને હિંદુસ્તાનનું પારિસ કહે છે. ત્યાંનું સંગ્રહસ્થાન અને વેધશાળા જોવા લાયક છે.

**બિકાનેરનું રાજ્ય:**—આ રાજયની વસ્તી ૯,૩૬,૦૦૦ની છે. અહીંનો રાજા જોધપુરના રાજાના વંશનો છે. તે રણના પ્રદેશમાં આવેલું હોવાથી

ત્યાં ઊંટ ઘણાં છે. થોડાં વર્ષ પહેલાં ઝેલમમાંથી **ગંગાસાગર** નામની નહેર કાઢવાથી પ્રદેશ લીલોછમ થઈ ગયો છે. આ રાજ્યના કુવા બહુ ઉંડા છે.

**મુખ્ય શહેરઃ બિકાનેર:**—આ રાજ્યની રાજધાની છે. ત્યાંની ઊંટની પલટણ બહુ વખણાય છે.

**જેસલમીરનું** રાજ્ય:—વસ્તી ૭૬,૦૦૦ છે. આ રાજ્યનો ઘણોખરો ભાગ રેતીનું રણ છે. આ રાજ્યમાં પણ કુવા બહુ ઉંડા છે, તેથી ખેતી બહુ થોડી થાય છે. મુખ્ય શહેર જેસલમીર છે.

**ભરતપુરનું** રાજ્ય:—આ રાજ્યની વસ્તી ૪,૮૭,૦૦૦ છે. તેની જમીન ફળદ્રુપ છે. ત્યાં જાટ રાજા રાજ્ય કરે છે, અને લોકો જાટ કહેવાય છે.

**મુખ્ય શહેરઃ ભરતપુર:**—આગ્રાની પશ્ચિમે આવેલું છે. તેને પહેલાં માટીનો કિલ્લો હતો, એટલે તેના પર તોપોની અસર થતી નહોતી તેથી તે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. ભરતપુર પાસે **દીગ**માં રાજાનો મહેલ છે.

આ ઉપરાંત **ધોળપુર, અલવર** અને **કોટા**નાં નાનાં રાજ્યો છે.

**પાલણપુર** તથા **દાંતા**નાં રાજ્યો વિષે તમે ગુજરાતની ભૂગોળમાં શીખી ગયા છો.

## ૪. મધ્ય પ્રાંતો અને વરાડ

**સામાન્ય વર્ણન:**—અહીં અસલના વખતમાં ગોંડ નામની અનાર્ય પ્રજાનાં રાજ્યો હતાં, તેથી તે **ગોંડવાના** નામથી અગાઉ ઓળખાતા હતા. ત્યાર પછી ત્યાં ભોંસલે નામના મરાઠા સરદારનું રાજ્ય હતું. ઇ. સ ૧૮૫૩માં છેલ્લો ભોંસલે બીનવારસ ગુજરી જવાથી તેનું રાજ્ય અંગ્રેજ સરકારે ખાલસા કર્યું હતું. તેમાં આસપાસના ઇલાકાઓનો થોડો ભાગ ઉમેરી તેને મધ્ય પ્રાંતો એવું નામ આપવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૮૫૩માં નિઝામે કરજ પેટે વરાડ પ્રાંત આપ્યો હતો, તે પણ આની સાથે જોડી દેવામાં આવ્યો છે. આ પ્રાંતો લગભગ મદ્રાસ ઇલાકા જેવડા છે, પણ તેની વસ્તી મદ્રાસ ઇલાકાથી ત્રીજા ભાગની છે.

**મુખ્ય પર્વતો:—વિંધ્યાચળ** અને **સાતપુડા.** જબલપુરના અગ્નિ ખુણામાં **અમરકંટક** નામનો ઉચ્ચ પ્રદેશ છે. તેમાંથી નર્મદા નદી નીકળે છે.

**મુખ્ય નદીઓ: નર્મદા:**—અમરકંટકના ડુંગરમાંથી નીકળી વિંધ્યાચળ અને સાતપુડાની વચ્ચે વહીને અરબી સમુદ્રને મળે છે.

**તાપી:**—સાતપુડાની દક્ષિણે વહીને અરબી સમુદ્રને મળે છે.

**પૂર્ણા:**—આ નદી વરાડમાં વહીને તાપીને મળે છે.

**પ્રાણહિતા:**—**વર્ધા** નદી સાતપુડામાંથી નીકળે છે. તેને **વાઈનગંગા** નદી મળે છે. ત્યાર પછી તે **પ્રાણહિતા** કહેવાય છે. આ નદી ગોદાવરી નદીને મળે છે.

**પેનગંગા અને ઈન્દ્રાવતી:**—આ બે નદીઓ પણ ગોદાવરી નદીને મળે છે.

**આબોહવા:**—આ પ્રાંતમાં વરસાદ સારો પડે છે. સરાસરી વરસાદ ૪૭ ઈંચ પડે છે. ઘણો ભાગ ઉચ્ચ પ્રદેશ હોવાથી ગરમી ઓછી લાગે છે, પણ નાગપુરના મેદાનમાં સખત તાપ પડે છે. તેનો $\frac{૧}{૩}$ ભાગ જંગલ હોવાથી હવા સમઘાત રહે છે.

**પેદાશ:**—વરાડની જમીન ચીકણી હોવાથી તેમાં ઘઉં અને રૂનો પાક સારો થાય છે. તે ઉપરાંત ડાંગર, તુવેર અને તેલી બીઆં પણ બહુ થાય છે.

જંગલોમાં ઈમારતી લાકડાંમાં સાગ અને સાલ મુખ્ય છે. વળી તેનાં જંગલોમાં ઝાડમાંથી એક જાતનો ગુંદ નીકળે છે તેમાંથી ઘણી લાખ થાય છે. જંગલમાં રેશમના કોશેટા પણ એકઠા કરવામાં આવે છે, તેથી તે ધંધો પણ સારો ચાલે છે.

આ પ્રાંતમાં કોલસાની ખાણો છે, અને ઉંચી જાતનું લોખંડ તથા મેંગેનીઝ પણ નીકળે છે.

**લોકો અને ભાષા:**—આ પ્રાંતોમાં લગભગ ૧૨,૦૦,૦૦૦ માણસો ગોંડ જાતના અનાર્ય લોકો છે. મધ્ય પ્રાંતમાં મુખ્ય ભાષા **હિંદી** અને

વરાડમાં **મરાઠી** છે. તે ઉપરાંત કેટલાક લોકો **ઉર્દુ, ગોંડ અને તેલુગુ** ભાષા બોલે છે.

**મુખ્ય શહેરો: નાગપુર** (૨,૧૫,૦૦૦):—આ પ્રાંતોની રાજધાની અને ગવર્નરને રહેવાનું સ્થળ છે. તે આ પ્રાંતનું વેપારનું મુખ્ય મથક છે. ત્યાં સુતર કાંતવાની અને કાપડ વણવાની કેટલીક મીલો છે.

**કામ્પટી:**—નાગપુરથી ૯ માઈલ દૂર લશ્કરી છાવણીનું સ્થળ છે.

**જબલપુર** (૧,૨૪,૦૦૦):—સાતપુડાની ઉત્તરે ઉચ્ચ પ્રદેશમાં રેલવેનું મોટું જંકશન છે, અને વેપારનું મુખ્ય સ્થળ છે. અહીં પણ લશ્કરી છાવણી છે.

**સાગર:**—આ શહેર પણ ઉચ્ચ પ્રદેશ પર હોવાથી તેની હવા સારી છે. ત્યાં પણ લશ્કરી છાવણી છે.

**બુરાનપુર:**—તાપી નદીના ઉત્તર કિનારા પર રેશમી તથા કસબી કાપડને માટે વખણાય છે. તેની પડોશમાં **અસીરગઢનો** કિલ્લો છે. તેમાં સુતરની મીલો છે.

**રાયપુર:**—છત્તીસગઢ વિભાગમાં મુખ્ય શહેર અને રેલવે જંકશન છે. ત્યાં રાજકુમારો માટે પાઠશાળા છે.

**પંચમઢી:**—તે ૩,૫૦૦ ફુટની ઉંચાઈએ છે, અને મધ્ય પ્રાંતની સરકારનું હવા ખાવાનું સ્થળ છે. ત્યાં ૭૭ ઈંચ જેટલો વરસાદ વરસે છે.

**ચાંદા:**—ગોંડની રાજધાની, મધ્ય પ્રાંતોના નૈઋત્ય ભાગમાં છે.

**અમરાવતી:**—આ પ્રાંતમાં રૂના વેપારનું મુખ્ય મથક છે.

**અકોલા:**—આ શહેરમાં રૂ પીલવાનાં ઘણાં જીનો છે.

**ઇલીચપુર:**—વરાડમાં મોટું શહેર છે. તે એક વખતે મુસલમાની રાજ્યની રાજધાની હતું.

**ખંડવા:**—વરાડના ઘઉંના વેપારનું મુખ્ય મથક છે.

## મધ્ય પ્રાંતોનાં દેશી રાજ્યો

આ પ્રાંતોમાં ઘણાં દેશી રાજ્યો છે. તે ઘણે ભાગે જંગલમાં આવેલાં છે. તેમાં મોટું રાજ્ય **બસ્તાર** છે. તેની રાજધાની **જગદલપુર** ઇંદ્રાવતી નદી પર છે.

### કૃતિ અને પ્રશ્નો

૧. બ્રિટિશ બલુચિસ્તાનનો પ્રદેશ કેવો છે? આ પ્રાંતની હિંદુસ્તાનને શી અગત્ય હશે?

૨. અજમેર–મ્હેરવાડા જેવો નાનો પ્રાંત શા માટે હિંદુસ્તાનની મધ્યમાં બનાવ્યો હશે?

૩. રજપુતાના નામ કેમ પડયું હશે? આ ભાગમાં આટલાં બધાં દેશી રાજ્યો છે તેનું શું કારણ હશે? તેમાંનાં મોટાં દેશી રાજ્યોનાં નામ આપો.

૪. ચિતોડ શહેર શાને માટે પ્રખ્યાત છે?

૫. બિકાનેરનો પ્રદેશ કેવો છે? ત્યાં મુસાફરીનાં શાં સાધન છે? ત્યાંની લશ્કરી ટુકડી કેવી છે?

૬. મધ્ય પ્રાંતોનો પ્રદેશ કેવો છે?

૭. વરાડની જમીન વિષે શું જાણો છો? ત્યાં કઈ જાતના પાક થાય છે?

## પાઠ ૧૭ મો

## હિંદુસ્તાન : રાજ્યવહીવટ-૫

### મધ્ય હિંદના ઇલાકા અને પ્રાંતો-૨

### ૧. દિલ્હી પ્રાંત

ઇ. સ. ૧૯૧૧માં શહેનશાહ પંચમ જ્યૉર્જનો દિલ્હીમાં રાજ્યાભિષેક થયો, ત્યારે કલકત્તાને બદલે દિલ્હીને હિંદુસ્તાનનું પાટનગર



કુતુબમિનાર

બનાવવામાં આવ્યું, અને જુના દિલ્હીની બહાર નવું દિલ્હી વસાવીને ત્યાં વાઇસરૉયને રહેવા માટે ગોઠવણ કરવામાં આવી. તે પહેલાં દિલ્હી પંજાબનો

ભાગ હતો, પણ ત્યાર પછી પંજાબમાંથી થોડો ભાગ છુટો પાડીને તેનો એક જુદો પ્રાંત બનાવવામાં આવ્યો. તેનો રાજ્યવહીવટ ચીફ કમિશનરના હાથમાં છે.

**મુખ્ય શહેર : દિલ્હી** (૪,૪૭,૦૦૦):—તે જમના નદીના જમણા કિનારા પર છે. પુરાતન કાળથીજ તે હિંદુસ્તાનનું પાટનગર છે. તેણે ઘણા શહેનશાહો અને સામ્રાજ્યોનો ઉદય તથા અસ્ત જોયો છે. તે છેક કૌરવપાંડવના વખતથી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. તેનું અસલ નામ **હસ્તિનાપુર** હતું. તેમાં ઘણાં જોવા લાયક મકાનો છે. તેમાં **શાહજહાંનનો** લાલમહેલ, દિવાને આમ, દિવાને ખાસ, જુમામસ્જીદ, મોતીમસ્જીદ વગેરે આકર્ષક સ્થળો છે. ચંદનીચોક નામે તેનો મુખ્ય મહોલ્લો પોણો માઇલ લાંબો અને ૭૫ ફુટ પહોળો છે. તેનો ઉપયોગ લશ્કર ભેગું કરવા માટે તથા શહેનશાહી સરઘસો માટે થતો હતો અને થાય છે. જુના દિલ્હીના નૈર્ઋત્ય ખુણા પર નવું દિલ્હી કરોડો રૂપીઆના ખર્ચે બાંધવામાં આવ્યું છે. તેને બંધાતાં ૨૦ વર્ષ લાગ્યાં, અને આધુનિક સમયનાં નવી બાંધણીનાં મોટાં શહેરો જેવી બધી સગવડ, જાહોજલાલી અને રમણીયતા તેમાં છે.

દિલ્હીથી લગભગ ૧૦ માઇલ દૂર કુતુબમિનાર નામે ૨૩૮ ફુટ ઉંચો મિનારો છે. દિલ્હી શેતરંજી, માટીનાં વાસણ, ઝવેરાત, કસબકામ, હાથીદાંત અને આરસપહાણ પરની કારીગરી અને તાંબાપિત્તળનાં વાસણ માટે પ્રખ્યાત છે.

## ૨. બિહાર અને ઓરિસ્સા

**સામાન્ય વર્ણન:**—ઇ. સ. ૧૯૧૧માં બંગાળામાંથી બિહાર, છોટાનાગપુર અને ઓરિસ્સા છુટા પાડીને આ નવો પ્રાંત બનાવવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૯૧૯થી ત્યાં ગવર્નર નીમવામાં આવે છે. તેના પહેલા ગવર્નર લૉર્ડ સિંહા દેશી હતા.

બિહાર સપાટ અને ફળદ્રુપ પ્રદેશ છે. ઓરિસ્સા અને છોટાનાગપુર ડુંગરાળ ખનીજના પ્રદેશ છે.

આ પ્રદેશમાં કોઇ ખાસ જાણવા જેવો પર્વત નથી, તથા કોઈ શિખર ૫,૦૦૦ ફુટથી વધારે ઉંચું નથી. બિહારની દક્ષિણે **રાજમહાલ**

નામનો ડુંગર છે. તે ૨,૦૦૦ ફુટ ઉંચો છે. છોટાનાગપુરમાં **પારસનાથનું શિખર** ૪,૫૦૦ ફુટ ઉંચું છે. તે જૈન લોકોનું જાત્રાનું ધામ છે.

બિહાર શબ્દ **વિહાર**માંથી આવેલો છે. 'વિહાર' એટલે "બૌદ્ધ ધર્મવાળાનો મઠ." અસલનું મગધનું રાજ્ય આ પ્રાંતમાં હતું.

**નદીઓ: ગંગા:**—આ નદી અલ્લાહાબાદથી આગળ જતાં આ પ્રાંતમાં વહે છે.

**ગંડકી:**—હિમાલયની તળેટીમાંથી નીકળી ગંગા નદીને ઉત્તર તરફ મળે છે.

**શોણ:**—વિંધ્યાચળની તળેટીમાંથી નીકળી ગંગા નદીને દક્ષિણ તરફ મળે છે.

**મહા નદી:**—આ પ્રદેશની સૌથી મોટી નદી છે. તે અમરકંટકમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે.

**બ્રાહ્મણી** અને **વૈતરણી:**—છોટાનાગપુરના ડુંગરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળે છે.

**આબોહવા:**—આ પ્રાંતમાં વરસાદ ઘણો ઓછો પડે છે, પણ ઉનાળામાં વિશેષ ગરમી અને શિઆળામાં વિશેષ ઠંડી હોય છે. ઓરિસ્સા દરિયાકિનારા પર હોવાથી ત્યાં ગરમી સાધારણ પડે છે.

**ખેતીની પેદાશ:**—ઘઉં, બાજરી, ચોખા, ગળી, અફીણ અને તેલીબીઆં મુખ્ય છે. અહીંનાં જંગલોમાં ઝાડમાંથી લાખ બહુ મળે છે. દુનિયાના લાખના જથાનો ઘણો ભાગ અહીં ઉત્પન્ન થાય છે.

**ખનીજ** તથા **બીજી પેદાશ:**—બિહારની દક્ષિણ સરહદ પર આવેલા રાજમહાલ ડુંગરમાંથી તથા છોટાનાગપુરમાં પુષ્કળ કોયલા નીકળે છે, તેમજ બિહારમાં સુરોખાર મળી આવે છે. છોટાનાગપુરમાં લોખંડની તથા અબરખની ખાણો છે. ચિલ્કા સરોવરને તીરે તથા ઓરિસ્સાને દરિયાકાંઠે મીઠું પકવવામાં આવે છે.

**ઉદ્યોગધંધા:**—જમશેદપુરમાં લોખંડનાં કારખાનાં છે. તે મોટા જથામાં હિંદુસ્તાનને જોઈતું લોખંડ પુરૂં પાડે છે. આ સિવાય લાખને ચોકખી બનાવીને પરદેશ મોકલવામાં આવે છે.



લાખનાં ઝાડ

**લોકો અને ભાષા:**—આ પ્રાંતના કેટલાક ભાગમાં અનાર્ય લોકોની વસ્તી છે. ખાસ કરીને ઓરિસ્સા અને છોટાનાગપુરના ડુંગરી મુલકમાં **ઓહ્રાસ** નામના અનાર્ય લોકો રહે છે. બિહારમાં હિંદી, ઓરિસ્સામાં ઉર્ય, અને ડુંગરોમાં અનાર્ય ભાષા બોલાય છે.

**મુખ્ય શહેરો: પટણા** (૧,૫૮,૦૦૦):—આ શહેર ગંગા, ગોગ્રા, ગંડકી અને શોણ નદીઓના સંગમ પર છે. તે અસલના વખતમાં

**મગધની** રાજધાની હતું, ત્યારે તેનું નામ **પાટલીપુત્ર** હતું. તેમાં **ચંદ્રગુપ્ત**, **અશોક** વગેરે મહાન રાજાઓ થઈ ગયા છે. ત્યાં એક વિશ્વવિદ્યાલય છે.

**કટક:**—ઓરિસ્સાનું મુખ્ય શહેર મહા નદી પર, કલકત્તાથી મદ્રાસ જવાની રેલવે પર આવેલું છે. તેમાં હાથીદાંત તથા શીંગડાંનું કામ સારૂં થાય છે.

**રાંચી:**—છોટાનાગપુરનું મુખ્ય શહેર છે.

**ગયા:**—બૌદ્ધ લોકોનું જાત્રાનું ધામ છે. ત્યાં બૌદ્ધ ધર્મનાં દેવાલયોનાં ઘણાં ખંડેરો જોવામાં આવે છે. ત્યાંથી સાત માઇલ દૂર **બુદ્ધ-ગયા** આવેલું છે. ત્યાં એક પીપળાના ઝાડ તળે શ્રી **ગૌતમબુદ્ધને** જ્ઞાન થયું હતું.

**મોંગીર:**—ભાવલપુરની પશ્ચિમે આવેલું છે. તેમાં બંદુક, પિસ્તોલ વગેરે બને છે. આ શહેર ઇ. સ. ૧૯૩૪ના ધરતીકંપમાં આખું પાયમાલ થઈ ગયું છે.

**ભાવલપુર:**—આ શહેર આગળ ગંગા નદીનો પટ ૬ માઇલ પહોળો છે.

**પુરી:**—હિંદુસ્તાનના પૂર્વ કિનારા પર જાત્રાનું સ્થળ છે. તેને **જગન્નાથપુરી** પણ કહે છે. ત્યાં મોટો મેળો ભરાય છે, ત્યારે બધા હિંદુઓ નાતજાતના ભેદ વિના સાથે જમે છે.

**બકસર:**—ઐતિહાસિક શહેર છે.

**તીરહુત:**—જુના વખતનું **મિથિલા** નગર છે એમ કહેવાય છે.

**જમશેદપુર:**—આ શહેરનું અસલ નામ સાકચી હતું. ત્યાં તાતા કંપનીનું લોખંડનું પ્રસિદ્ધ અને જંગી કારખાનું છે.

**દરભંગા:**—દરભંગા જિલ્લાનું મુખ્ય શહેર છે. તે જિલ્લામાં દરભંગાના મહારાજાની મોટી જાગીર છે. તે તેલી બીઆં, ઘી અને સાગનાં લાકડાંના વેપાર માટે પ્રખ્યાત છે. આ શહેરને ઇ. સ. ૧૯૩૪ના ધરતીકંપમાં ઘણું નુકસાન થયું છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. દિલ્હી પ્રાંત કયારે બનાવ્યો? તેના સંજોગો લખો.
૨. બિહાર અને ઓરિસ્સામાં કઈ કઈ જાણવા લાયક પેદાશ છે? ત્યાં એવા કયા ધંધા છે, કે જે હિંદુસ્તાનને બહુજ અગત્યના છે?
૩. બિહાર શબ્દનો અર્થ શું? તે નામ શું બતાવે છે?
૪. થોડા વખત પહેલાં બિહાર માટે હિંદુસ્તાનમાં ફંડ એકઠું કરવામાં આવ્યું હતું, તે શા માટે?

## પાઠ ૧૮મો

## હિંદુસ્તાન : રાજ્યવહીવટ-૬

## પૂર્વ હિંદના ઇલાકા અને પ્રાંતો

### ૧. બંગાળા ઇલાકો

આ વિષે તમે અગાઉ શીખી ગયા છો.

### ૨. આસામ

**સામાન્ય વર્ણન:**—આ ડુંગરી પ્રદેશ છે. ઇ. સ. ૧૮૭૪માં આ નવો પ્રાંત બનાવવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૯૧૯થી ત્યાં કાઉન્સિલની મદદથી ગવર્નર રાજ્ય કરે છે.

**મુખ્ય નદીઓ:—સુરમા તથા બ્રહ્મપુત્રા.**

**આબોહવા:**—આ પ્રદેશ જેટલો વરસાદ દુનિયાના કોઈ ભાગમાં વરસતો નથી. ત્યાં ફક્ત બેજ ઋતુઓ છે: શિઆળો અને ચોમાસું. પુષ્કળ વરસાદને લીધે ત્યાંની હવા ભેજવાળી રહે છે. ખાસ્યા ડુંગર પર **ચેરાપુંજી** ગામડામાં સરાસરી ૫૦૦ ઇંચ વરસાદ પડે છે. એક વરસ તો ૯૦૦ ઇંચ જેટલો વરસાદ પડયો હતો.

**પેદાશ:**—આ ભાગની હવા **ચાને** માફક આવે છે. હિંદુસ્તાનમાં પેદા થતી ચાનો પોણો ભાગ આસામમાં થાય છે. ત્યાં ચાના ૮૦૦ ઉપરાંત બગીચા છે. શણ પણ ત્યાં ઘણું થાય છે. જંગલમાં સાગ તથા રબરનાં ઝાડ વધારે થાય છે. તે ઉપરાંત ચોખા, તેલી બીઆં, શેરડી અને તમાકુ ઉત્પન્ન થાય છે. ડુંગરોમાં કેળનું રેશમ બને તેવાં લાકડાંનાં ઝાડો (સ્પ્રુસ) પણ થાય છે.

**ખનીજ પેદાશ:**—ખાસ્યા ડુંગરમાંથી કોયલા, સિલ્હટમાંથી ચુનાના પત્થર તથા કેટલેક ઠેકાણે કેરોસીન પણ નીકળે છે.

**લોકો તથા ભાષા:**—આ ડુંગરી પ્રદેશમાં પહેલાં ચીન તથા તિબેટના લોકોએ વસવાટ કર્યો હતો. પછી બંગાળામાંથી હિંદુઓ ગયા. તેમણે મૂળ વતનીઓ પર સત્તા મેળવી. મુખ્ય ભાષા બંગાળી છે, પણ

તિબેટ અને બ્રહ્મદેશની મિશ્ર ભાષા બોલાય છે. ત્યાંના ડુંગરોમાં નાગા લોકો નામે જંગલી જાત રહે છે.

**હુન્નરઉદ્યોગ:**—અહીં ચાનાં તથા શણનાં મોટાં કારખાનાં છે.

**મુખ્ય શહેરો: સીલહટ્ટી:**–સુરમા નદી પર નારંગી માટે પ્રખ્યાત છે.

**ગૌહત્તી:**—આસામનું મુખ્ય શહેર બ્રહ્મપુત્રા નદીના કિનારા પર આવેલું છે. તે અસલ **કામરૂપ** દેશનું પાટનગર હતું.



શિલોંગનું એક દૃશ્ય

**શિલોંગ:**—દરિયાની સપાટીથી ૫,૦૦૦ ફુટ ઉંચું સારૂં હવા ખાવાનું સ્થળ છે. તે ખાસ્યા ડુંગર પર છે, અને આસામના ગવર્નર ત્યાં હવા ખાવા જાય છે.

**કાચાર:**—ચાના બગીચા માટે પ્રખ્યાત છે.

## આસામમાં આવેલું દેશી રાજ્ય

**મણિપુર:**—આ પ્રાંતમાં મણિપુરનું પહાડી હિંદુ રાજ્ય છે. તે સુરત જિલ્લાથી બમણું મોટું છે. ત્યાંની હવા ખૂશનુમા છે. નિકાસમાં ઘોડા, રેશમ, મીણ, ચા, હાથીદાંત અને ઇન્ડિઆ રબર છે. ત્યાં હાથી, ચિત્તા, વાઘ, ડુક્કર, રીંછ વગેરે જંગલી પ્રાણીઓ ઘણાં છે. તેનું મુખ્ય શહેર ઇમ્ફાલ છે.

## ૩. બ્રહ્મદેશ

**સામાન્ય વર્ણન:**—આ પ્રાંત હિંદુસ્તાનની બહાર છે. તે બંનેની વચ્ચે મોટા પર્વતોની હારો છે. ઇ. સ. ૧૯૨૨થી ત્યાં ગવર્નર રાજ્ય-કારભાર ચલાવે છે. તેનું ક્ષેત્રફળ મુંબઈ ઇલાકાથી સવાગણું છે, પણ તેની વસ્તી મુંબઈ ઇલાકાની વસ્તીની અડધા કરતાં પણ ઓછી છે. આ ડુંગરી પ્રદેશ છે. કિનારા પર **આરાકાન** અને **ટિનાસરીમ**નો સાંકડો ફળદ્રુપ મુલક છે.

**પર્વતો:**—**આરાકાનયોમા** અને **પેગુયોમા** એ બે પર્વતોની હારો ઉત્તર દક્ષિણ એક બીજાને સમાંતર આવેલી છે. પેગુયોમાના જળક્ષેપક પ્રદેશને લીધે ઇરાવદી અને સીતાંગની ખીણો જુદી પડે છે.

**નદીઓ:**—**ઇરાવદી, સાલ્વિન** અને **સીતાંગ** ત્રણે માર્તાબાનના અખાતમાં પડે છે. ઇરાવદીમાં વહાણો ફરી શકે છે. બીજી બે નદીઓમાં વહાણો ફરી શકતાં નથી.

**આબોહવા:**—આ દેશની હવા એકંદર ગરમ છે. ત્યાં વરસાદ પણ પુષ્કળ પડે છે.

**પેદાશ:**—બ્રહ્મદેશની હવા ભેજવાળી તથા ગરમ હોવાથી ત્યાં વનસ્પતિ પુષ્કળ થાય છે, તથા ત્યાં મોટાં જંગલો છે. ત્યાંનો સાગ બહુ વખણાય છે. તે મોલમીન સાગ કહેવાય છે. આ ઉપરાંત બીજી જાતનાં ઇમારતી લાકડાં પણ બહુ થાય છે. તેમાં ગટાપર્ચા, એબની, વાંસ વગેરે મુખ્ય છે. સપાટ પ્રદેશમાં મુખ્ય પાક ડાંગર છે. ત્યાં ચોખા એટલા બધા થાય છે કે લાખો ટન ચોખા પરદેશ ચઢાવવામાં આવે છે. હિંદુસ્તાનમાં

દુકાળ વખતે તે લાખો માણસોના જીવ બચાવે છે. આ ઉપરાંત ખેતીની પેદાશમાં મકાઈ, જુવાર, કઠોળ અને તલ થાય છે. ત્યાંની તમાકુ વખણાય છે.

**ખનીજ પેદાશ:**—માંડલેની ઉત્તરના ડુંગરમાં માણેકની ખાણો છે. ઈરાવદી પાસેના પ્રદેશમાં અબરખની ખાણો છે, તેમજ ઈરાવદીની ખીણમાં કેરોસીનના કુવા છે. ટિનાસરીમમાં કલાઈની ખાણો છે. આ ઉપરાંત કોલસા અને સફેદ આરસની પણ ખાણો છે.



બ્રહ્મદેશની સુંદરી

**ઉદ્યોગધંધા:**—ત્યાં ચોખાની, ઈમારતી લાકડાંની, તેલની. તથા ખાંડ ચોકખી કરવાની મીલો છે, તેમજ સિગારેટ બનાવવાનાં અને રેશમી કાપડનાં કારખાનાં છે. આ ઉપરાંત ઘંટ, સાદડીઓ તથા માટીનાં વાસણો પણ સારાં બને છે.

**લોકો અને ભાષા:**-લોકો મોંગોલિઅન જાતના ચીનમાંથી ઉતરી આવેલા છે, અને હિંદી ચીનમાં બોલાતી ભાષા જેવી બ્રહ્મી ભાષા બોલે છે.

**મુખ્ય શહેરો: રંગુન** (૪,૦૦,૦૦૦):-બ્રહ્મદેશનું મુખ્ય શહેર અને હિંદુસ્તાનનું ત્રીજા નંબરનું બંદર છે. રંગુન દરિયાથી ૨૧ માઈલ દૂર હોવાથી તેનું બારૂં બહુ સારૂં છે. ત્યાંથી ચોખા, ઈમારતી લાકડાં, જુદી જુદી જાતના ગુંદર, રબર, તમાકુ, રૂ, ચામડાં અને કેરોસીન પરદેશ ચઢે છે. શહેરની વસ્તીમાં અર્ધા બ્રહ્મી લોકો અને બાકીના જૈન, હિંદુ, શીખ અને પારસી છે.

**માંડલે** (૧,૪૫,૦૦૦):—ઈ. સ. ૧૮૮૭ સુધી **બ્રહ્મદેશની** રાજધાની હતું. તે ઈરાવદી નદી પર રંગુનથી ૩૮૬ માઈલ દૂર

છે. ત્યાં રાજાઓના રાજ્યમહેલ અને બૌદ્ધ ધર્મનાં મંદિરો છે. ત્યાં લશ્કર રહે છે.

**પ્રોમ:**—ઇરાવદીને ડાબે કિનારે છે. ત્યાંથી રંગુન સુધી રેલવે છે.

**બાસીન:**—તે બાસીન નદી પર દરિયાથી ૮૦ માઇલ દૂર છે. ત્યાં સુધી મોટી આગબોટો જઈ શકે છે.

**આકિઆબ:**—આરાકાનનું મુખ્ય શહેર છે. તેનો મુખ્ય વેપાર ચોખાનો છે.

**મુલમૈન:**—ટિનાસરીમનું મુખ્ય શહેર છે. તેના નામ પરથી ત્યાંનો ભાગ મોલમીન કહેવાય છે.

**ભામો:**—માંડલેની ઉત્તરે ૨૦૦ માઇલ પર ચીન સાથેના વેપારનું મુખ્ય મથક છે.

**અમરપુરા** અને **આવા** જુની રાજધાનીનાં ખંડેરો છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. આસામમાં કઈ જાતની ચીજની જબરજસ્ત પેદાશ થાય છે?
૨. તે ચીજ આપણને શા ઉપયોગમાં આવે છે? હિંદુસ્તાનને તે પેદાશથી શો લાભ છે?
૩. આસામની બીજી કોઈ ઉપયોગી પેદાશ વિષે તમે જાણતા હો તો કહો.
૪. ચેરાપુંજીમાં એટલો બધો વરસાદ કેમ પડતો હશે?
૫. આસામમાં હવા ખાવાનાં સ્થળ વધારે કેમ હશે?
૬. બ્રહ્મદેશની અગત્યની પેદાશની ચીજોનાં નામ આપો.
૭. બ્રહ્મદેશમાં આ ચીજોની આટલી બધી પેદાશ કેમ થતી હશે?

# પાઠ ૧૯મો

## હિંદુસ્તાન : રાજ્યવહીવટ–૭

## દક્ષિણ હિંદના ઇલાકા, પ્રાંતો અને હિંદુસ્તાનનાં મોટાં દેશી રાજ્યો

### ૧. મદ્રાસ ઇલાકો

આ સંબંધી તમે અગાઉ શીખી ગયા છો.

### ૨. કુર્ગ

મ્હૈસુરની પશ્ચિમે આ એક નાનકડો બ્રિટિશ પ્રાંત છે. તેનું ક્ષેત્રફળ સુરત જિલ્લા કરતાં ઓછું છે, અને તેની વસ્તી ૧,૬૩,૦૦૦ માણસની છે. આ મુલક ઘણોજ પહાડી છે. કાવેરી નદીનું મૂળ આ પ્રાંતમાં છે. આ પ્રાંત ઇ. સ. ૧૮૩૪માં બનાવવામાં આવ્યો હતો. મ્હૈસુરનો રેસિડંટ કુર્ગનો ચીફ કમિશનર છે. આ એકજ પ્રાંતમાં હથિઆરબંધીનો કાયદો નથી.



કુર્ગની રમણી

**આબોહવા:**—આ પ્રાંત પહાડી હોવાથી વરસાદ ઘણો પડે છે. અરબી સમુદ્રના મોન્સૂનના પવનો તેના પર સીધા વાય છે.

**પેદાશ:**—બુંદ અને એલચી. ખીણોમાં ચોખા થાય છે. ડુંગરોમાં નારંગી પણ ઘણી થાય છે.

**જનાવરો:**—હાથી, ચિત્તા, વાઘ, હરણ, જંગલી ભેંસ, સાબર વગેરે.

**લોકો અને ધંધો:**—લોકો પહાડી છે. તેમનો મુખ્ય ધંધો બુંદ ઉગાડવાનો છે.

**મુખ્ય શહેરઃ મરકારા:**—દરિયાની સપાટીથી ૩,૮૦૦ ફુટ ઉંચું છે. ત્યાં કુર્ગનો કમિશ્નર રહે છે.

## ૩. આંદામાન અને નિકોબાર

આંદામાનમાં ટાપુઓના બે સમૂહ છેઃ **(૧) મોટો આંદામાન** અને **(૨) નાનો આંદામાન.**

આ બંને નાના ટાપુઓના સમૂહ છે. તે બંગાળાના ઉપસાગરના પૂર્વ ભાગમાં આવેલા છે. તે બહુ રોગિષ્ટ છે. ઇ. સ. ૧૮૫૮થી જન્મ-દેશનિકાલની સજા પામેલા કેદીઓને આંદામાનમાં મોકલવામાં આવે છે. અહીં ઇ. સ. ૧૮૭૨માં એક કેદીએ **લૉર્ડ મેયો** નામના ગવર્નર જનરલનું ખૂન કર્યું હતું. તેના અસલના વતનીઓ જંગલી અવસ્થામાં છે.

**પેદાશ:**—સાગ અને વાંસ ત્યાંથી પરદેશ ચઢે છે.

**મુખ્ય શહેર:—પોર્ટ બ્લેર.**

**નિકોબાર ટાપુઓ:**—આ સમૂહમાં ૧૯ નાના ટાપુઓ છે. તેમાંના ૭ ટાપુઓ પર વસ્તી માલમ પડે છે. આ ટાપુઓ પહેલાં ડેન્માર્કને તાબે હતા, પણ ઇ. સ. ૧૮૬૯થી અંગ્રેજ સરકારને તાબે છે.

**મુખ્ય પેદાશ:**—નાળિએર.

**ધંધાઉદ્યોગ:**—કાથાનાં દોરડાં તથા કોપરાંનો વેપાર.

## ૪. મોટાં દેશી રાજ્યો

આપણે અગાઉ કહી ગયા તેમ હિંદુસ્તાનમાં લગભગ ૭૦૦ નાનાં મોટાં દેશી રાજ્યો છે. આમાંનાં ઘણાંખરાં પહેલાં જે જે ઇલાકાની નજીક હોય તે તે ઇલાકાના ગવર્નરના હાથ તળે હતાં, પણ હવે તો બધાં રાજ્યો સીધાં વાઇસરૉયની દેખરેખ તળે છે. તેમાં મોટાં રાજ્યોમાં સરકાર તરફથી રેસિડંટ રહે છે, અને બાકીનાં રાજ્યોના સમૂહ કરીને તેમની એજંસીઓ બનાવવામાં આવી છે. આ એજંસીઓ પર એજંટ ટુ ધી ગવર્નર જનરલ રહે છે. તે પોતાના હાથ નીચેના સમૂહ પર દેખરેખ રાખે છે. આવી એજંસીઓમાં રજપુતાના એજંસી, મધ્ય હિંદ એજંસી, પશ્ચિમ હિંદ એજંસી,

સધર્ન મરાઠા કંટ્રીસ્ટેટ્સ એજંસી, ગુજરાત સ્ટેટ્સ એજંસી અને પૂર્વ હિંદ એજંસી મુખ્ય છે. આ બધી એજંસીઓને સીધો વાઇસરૉય સાથે સંબંધ છે. આમાંથી આપણે વેસ્ટર્ન ઇન્ડિઆ સ્ટેટ્સ એજંસી, ગુજરાત સ્ટેટ્સ એજંસી તથા સધર્ન મરાઠા કંટ્રીસ્ટેટ્સ એજંસી વિષે ગુજરાતની તથા મુંબઈ ઇલાકાની ભૂગોળમાં શીખી ગયા છીએ. રજપુતાના એજંસી સંબંધી તથા પૂર્વ હિંદનાં રાજ્યો સંબંધી આ પુસ્તકમાં શીખી ગયા છીએ. ફક્ત મધ્ય હિંદ એજંસી સંબંધમાં થોડું શીખવાનું બાકી છે તે આગળ શીખીશું.

ઉપર કહેલાં રાજ્યોમાં પાંચ ખાસ મોટાં રાજ્યો છે. તે સંબંધી આપણે ખાસ જાણવું જોઈએ. (૧) **કાશ્મીર**, (૨) **વડોદરા**, (૩) **હૈદ્રાબાદ**, (૪) **ગ્વાલીઅર**, અને (૫) **મ્હેસુર.**

## ૧. કાશ્મીર

**સામાન્ય વર્ણન:**—આ રાજ્ય પંજાબની ઉત્તરે આવેલું છે, અને તે હિંદુસ્તાનનો સૌથી ઉત્તર ભાગ છે. આ પ્રદેશ એટલો બધો રમણીય છે, કે તેને સ્વર્ગની ઉપમા આપવામાં આવે છે. અહીં મોગલ શહેનશાહો ઉનાળામાં જઈને રહેતા આ મુલકમાં બલુચિસ્તાનનો ઉત્તર ભાગ, ઇશાનમાં લાડકનો ભાગ અને કાશ્મીરની દક્ષિણે જમ્મુના પ્રદેશનો સમાવેશ થાય છે. કાશ્મીર જેલમની ખીણમાં અને જમ્મુ ચિનાબની ખીણમાં આવેલું છે. કાશ્મીરના મહારાજા શિઆળામાં જમ્મુમાં રહે છે.

આ રાજ્ય ખીણો અને પહાડોનો પ્રદેશ છે. તેમાં બરફથી છવાએલાં ઘણાં શિખરો છે, તથા તેમાં ઘણી હિમનદીઓ છે. તેની સરાસરી ઉંચાઈ ૬,૦૦૦ ફુટ છે.

**આબોહવા:**—ઉચ્ચ પ્રદેશ હોવાથી બહુ ઠંડી અને આનંદદાયક છે. તે સારામાં સારૂં હવા ખાવાનું સ્થળ છે.

**ધંધાઉદ્યોગ:**—તિબેટનાં બકરાંના ઊનમાંથી કાશ્મીરી શાલો બનાવવામાં આવે છે, તે ઘણીજ પ્રખ્યાત છે. ઊંટના વાળની મેળવણીવાળું **પશમી** નામનું સુંદર કપડું પણ ત્યાં બને છે. આ ઉપરાંત ગાલીચા

તથા શેતરંજીઓ બહુ સારી બને છે. ચાંદી, તાંબું અને લાકડાં પર કોતરણી કામ બહુ સારૂં થાય છે.

**પેદાશ:**—અનાજ, ઈમારતી લાકડું, મેવો, ઘી તથા ઘણી જાતનાં ફૂલ.

**લોકો:**—આ પ્રાંતમાં ૩૬,૪૬,૦૦૦ માણસોની વસ્તી છે. તેમાં ¾ ઉપરાંત મુસલમાનની વસ્તી છે. ઉત્તરમાં તથા પૂર્વમાં વસનારા લોકો મોંગોલ જાતના છે. ડુંગરમાં રહેનારા **ડોગરા** જાતના લોકો ઘણે ભાગે હિંદુ છે. કાશ્મીરી ગોરા અને ખૂબસુરત છે.



કાશ્મીરની સુંદરી

**મુખ્ય સરોવર:**—વુલર.

**મુખ્ય શહેરો: શ્રીનગર** (૧,૭૪,૦૦૦):—રાજધાની અને મહારાજાનું ઉનાળામાં રહેવાનું સ્થળ છે. તે ઝેલમ નદી પર ૫,૨૦૦ ફુટની ઉંચાઈએ આવેલું છે. તે **હિંદુસ્તાનનું વેનિસ** છે. તેની શેરીઓમાં હોડીમાં બેસીને ફરાય છે, તથા લોકો ત્યાં હોડીઓમાં ઘર બાંધીને રહે છે. લોકો અગાસીઓમાં ફૂલનાં કુંડાં મૂકી બાગ બનાવે છે.

**જમ્મુ:**–મહારાજાનું શિઆળામાં રહેવાનું સ્થળ છે.

**લેહ:**—લાડકનું મુખ્ય સ્થળ છે. ચિનાઈ તુર્કસ્તાનનો વેપાર આ સ્થળ મારફતે ચાલે છે.

## ૨. વડોદરા

આ રાજ્ય વિષે મુંબઈ ઇલાકો શીખતી વખતે તમે શીખી ગયા છો. આ રાજ્ય સળંગ નથી, પણ જુદું જુદું ચાર કકડે વહેંચાએલું છે.

તેની જમીન ફળદ્રુપ છે. તેમાં વસ્તી ઘાડી છે. આ રાજ્યમાં લોકોની સગવડ માટે ઘણી રેલવે છે. તેની વસ્તીમાં મુખ્ય ગુજરાતી અને દક્ષિણી લોકો છે.

### ૩. હૈદ્રાબાદ

આ રાજ્ય મધ્ય પ્રાંતો અને વરાડની દક્ષિણે છે. તે દેશી રાજ્યોમાં મોટામાં મોટું છે. તેનો રાજકર્તા નિઝામ છે. આ મુસલમાની રાજ્ય વડોદરા રાજ્યથી દશ ગણું છે. ઔરંગઝેબના મરણ પછી તેના એક સરદારે આ રાજ્ય સ્થાપ્યું હતું. ત્યાં બ્રિટિશ સરકાર તરફથી રેસિડંટ રહે છે, અને બ્રિટિશ રાજ્યની માફક રાજાને સલાહ આપવા તથા કાયદા બાંધવા સભા છે.

**પર્વતો:**—આ રાજ્ય દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં છે. તેમાં મુખ્ય પહાડ વાયવ્યમાં **અજંતા** છે.

**નદીઓ:**—**ગોદાવરી, કૃષ્ણા, ભીમા** અને **તુંગભદ્રા**. તુંગભદ્રા નિઝામના રાજ્યની દક્ષિણ સરહદ પર આવેલી છે.



**ગુજરાતની સુંદરી**

**મુખ્ય પેદાશ:**—રાજ્યની જમીન સાધારણ રીતે ફળદ્રુપ હોવાથી તેમાં રાગી, ઘઉં, રૂ, ચોખા, તેલી બીઆં અને બીજાં બધાં અનાજ થાય છે. કેટલાક ભાગમાં જંગલો છે. તેમાંથી જંગલની પેદાશ મળે છે.

**ખનીજો:**—ગોદાવરીની ઈશાન સરહદ પર કોયલાની મોટી ખાણો છે. આ ઉપરાંત લોખંડની કાચી ધાતુ, હીરા અને તાંબું નીકળે છે.

**ઉદ્યોગધંધા:**—સુતરાઉ તથા રેશમી કાપડ, રૂપેરી તથા સોનેરી કસબ, તાંબાનાં વાસણો, તરવારો.

**વસ્તી:**—આ રાજ્યમાં ૮૫ ટકા વસ્તી હિંદુની અને ૧૫ ટકા મુસલમાનની છે. પૂર્વમાં તેલુગુ લોકો અને પશ્ચિમમાં મરાઠા લોકોની વસ્તી વધારે છે.

**ભાષા:**—મુસલમાનો **ઉર્દુ** ભાષા, તેલુગુ લોકો **તેલુગુ** ભાષા, મરાઠાઓ **મરાઠી** અને કાનડીઓ **કાનડી** ભાષા બોલે છે.



મરાઠા રમણી

**મુખ્ય શહેરો: હૈદ્રાબાદ** (૩,૭૭,૦૦૦):—હૈદ્રાબાદ રાજ્યની રાજધાની કૃષ્ણા નદીની શાખા **મુસી** પર આવેલું છે. તેમાં નિઝામનો શોભાયમાન મહેલ, ચાર મિનારા વગેરે ઘણાં જોવા લાયક મકાનો છે.

**સિકંદરાબાદ અને બોલારામ:**—તેમાં લશ્કરી થાણાં છે.

**ઔરંગાબાદ:**—હૈદ્રાબાદ રાજ્યનું બીજું અગત્યનું શહેર છે. ત્યાં ઔરંગઝેબની કુંવરી બીબી મુકરબાનો રોજો તાજમહાલ જેવો છે. આ શહેરનું ચાંદીનું કામ, તથા સોનેરી અને રૂપેરી કસબ ઘણાં વખણાય છે.

**દોલતાબાદ અથવા દેવગઢ:**—કરણ વાઘેલાના વખતમાં પ્રખ્યાત થએલો આ કિલ્લો ઔરંગાબાદથી ૮ માઈલ દૂર છે.

**ગોવળકોંડા:**—હૈદ્રાબાદની પશ્ચિમે સાત માઈલ પર બ્રાહ્મણી વંશની જુની રાજધાનીનું શહેર છે. તેની પાસે જુના વખતમાં હીરાની ખાણો હતી.

**ઇલોરા અને અજંતા:**—પહાડોમાંથી કોતરી કાઢેલાં હિંદુ અને બૌદ્ધ ધર્મનાં દેવાલયો માટે પ્રખ્યાત છે.

**રાયચુરઃ**—જી. આઈ. પી. રેલવે અને એમ. એસ. એમ. રેલવેનું જંકશન છે.

**વરંગુળઃ**—તેલંગણના રાજ્યની રાજધાની હતું.

**બીદરઃ**—મુસલમાની રાજ્યની રાજધાની હતું.

**કલ્યાણઃ**—ચાલુક્યોની રાજધાની હતું.

**આસાઈઃ**—ઐતિહાસિક શહેર છે.

## ૪. ગ્વાલીઅર

મધ્ય હિંદમાં આ મોટામાં મોટું રાજ્ય છે. તેના રાજા મરાઠા જાતના છે, અને **સિંધિઆ** કહેવાય છે. કોલ્હાપુરના મહારાજા તથા ગાયકવાડ પણ એજ જાતના છે. એનો ઘણો ભાગ ડુંગરાળ પ્રદેશ છે. તેમાં આવેલો માળવાનો ઉચ્ચ પ્રદેશ ફળદ્રુપ છે.

**મુખ્ય શહેરો : ગ્વાલીઅર** અગર **લશ્કરઃ**—રાજધાનીનું શહેર છે. અંગ્રેજ સરકારે સિંધિઆને **ગ્વાલીઅર** આપીને તેની પાસેથી **ઝાંસી** લીધું હતું.

**ઉજ્જનઃ**—આ શહેર હિંદુઓનું પવિત્ર ધામ છે. ત્યાં વેધશાળા છે. હિંદુ ખગોળશાસ્ત્રીઓ ઉજ્જનથી રેખાંશ ગણે છે. તેની પાસે જુના ઉજ્જનનાં ખંડેરો છે.

**નીમચઃ**—ત્યાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

## ૫. મ્હૈસુર

**સામાન્ય વર્ણનઃ**—આ મોટું રાજ્ય નીલગિરિ પર્વતની દક્ષિણે આવેલું છે. આ રાજ્યનું ક્ષેત્રફળ ગ્વાલિઅરના રાજ્ય જેટલું છે, પણ વસ્તી આશરે ૬૬ લાખની છે. આ રાજ્યનો વહીવટ બ્રિટિશ રાજ્યની માફકજ ચલાવવામાં આવે છે, તથા સંસારસુધારાની બાબતમાં આ રાજ્ય વડોદરા રાજ્યની માફકજ આગળ પડતો ભાગ લે છે. મ્હૈસુર રાજ્યનો બધો પ્રદેશ ઉચ્ચ પ્રદેશ છે. એની સપાટી લગભગ ૨,૦૦૦થી ૩,૦૦૦ ફુટ ઉંચી છે. પશ્ચિમ તરફનો ભાગ ડુંગરાળ છે. ત્યાં જંગલો ઘણાં છે; કારણ કે ત્યાં વરસાદ બહુ પડે છે. આ રાજ્ય પહેલાં હિંદુ રાજાઓના

હાથમાં હતું. તેની પાસેથી હૈદરઅલીએ પડાવી લીધું હતું. તે અંગ્રેજ સરકારે ટીપુ પાસેથી પાછું જીતી લઈને અસલના રાજાના બાળકને પાછું સોંપ્યું હતું.

**આબોહવા:**—અહીં સરાસરી ૩૦ ઈંચ વરસાદ પડે છે, અને ઉચ્ચ પ્રદેશ હોવાથી હવા સમધાત રહે છે.

**જંગલની પેદાશ:**—ઈમારતી લાકડું અને સુખડ.

**ખનીજ પેદાશ:**—સોનું. અહીં કોલરની સોનાની ખાણો છે, તેમજ કોલસા અને લોખંડની કાચી ધાતુ પણ મોટા જથામાં નીકળે છે. હાલમાં એલ્યુમિનિઅમ બનાવી શકાય તેવી માટીની ખાણો પણ મળી છે.

**ખેતીની પેદાશ:**—શેરડી, કપાસ, નાળિએર, ચોખા વગેરે. પશ્ચિમ તરફના ડુંગરી ભાગમાં બુંદના ઘણા બગીચા છે. હિંદુસ્તાનમાં વધારેમાં વધારે બુંદ અહીં થાય છે. વળી ડુંગરો પર સિંકોના થાય છે, તેમાંથી ક્વીનાઈન બને છે.

**ધંધાઉદ્યોગ:**—ઊન, રેશમ અને સુતરનું વણાટકામ, ત્રાંબા પિત્તળની કારીગરી, સુખડનું કોતરણી કામ, સુખડના તેલનાં કારખાનાં અને લોખંડનાં કારખાનાં.

**મુખ્ય નદી: કાવેરી:**—આ નદી પર ઘણા બંધો બાંધીને સરોવરો બનાવીને તેમાંથી નહેરો કાઢવામાં આવી છે. તે વડે લાખો એકર જમીનને ખેતી માટે પાણી આપવામાં આવે છે. હમણાંજ દુનિયામાં સૌથી મોટો **મેત્તુરનો બંધ** મદ્રાસ સરકારે બાંધ્યો છે. તેમાંથી નહેર કાઢીને ખેતરોને પાણી પુરૂં પાડવામાં આવશે, તથા તેની મદદથી વીજળીક શક્તિ ઉત્પન્ન કરવામાં આવશે. બીજા બંધોની મદદથી તો મ્હૈસુર સ્ટેટમાં વીજળીક બળ મોટા પ્રમાણમાં ઘણાં વર્ષથી ઉત્પન્ન કરવામાં આવે છે. આ વીજળીની મદદથી ૯૨ માઈલ દૂર આવેલી કોલરની સોનાની ખાણોનું સાંચાકામ ચાલે છે, તથા ૫૯ માઈલ દૂર આવેલા બેંગલોર શહેરમાં વીજળીક બળ પુરૂં પાડવામાં આવે છે.

**મુખ્ય શહેરો: બેંગલોર** (૩,૦૬,૦૦૦):—મદ્રાસની પશ્ચિમે ૨૧૯ માઈલ પર મોટું શહેર છે. તે દરીઆની સપાટીથી ૩,૧૦૦ ફુટ

ઉંચું છે. આ શહેરના એક ભાગમાં બ્રિટિશ હદ છે. તેમાં લશ્કરી છાવણી રહે છે. ત્યાં **તાતા રીસર્ચ ઇન્સ્ટિટ્યુટ** ( શોધખોળ કરવાની સંસ્થા ) છે. ત્યાં રેશમી, સુતરાઉ અને ગરમ કાપડની મીલો, નળીઆં અને ઇંટો બનાવવાનાં કારખાનાં, તથા તાંબાપિત્તળના કામનાં કારખાનાં છે.

**મ્હૈસુર** (૮૪,૦૦૦):—ચામુંડા પર્વતની તળેટીમાં રળિઆમણું શહેર છે. તે આ રાજ્યનું પાટનગર છે, અને બેંગલોરથી ૮૬ માઇલ પર આવેલું છે.

**શ્રીરંગપટ્ટમ:**—મ્હૈસુરની ઉત્તરે ૧૦ માઇલ પર કાવેરી નદીના ટાપુ પર છે. તેમાં ટીપુ સુલતાનની રાજધાની હતી. ત્યાંની હવા ખરાબ હોવાથી તે હાલ ખંડેર હાલતમાં છે.

**કોલર:**—સુલતાન હૈદરઅલીની જન્મભૂમિ છે. ત્યાંની સોનાની ખાણોમાંથી સોનું કાઢવામાં આવે છે.

## મધ્ય હિંદ એજંસી

આ એજંસીમાં ૧૫૦ નાનાં મોટાં રાજ્યો છે. તેમાં ગ્વાલીઅરનું રાજ્ય મોટું છે, પણ તે સીધું વાઇસરૉયની દેખરેખ નીચે છે. આ એજંસીના એ. જી. જી. ઇંદોરમાં રહે છે. આ એજંસીના ત્રણ ભાગ પાડી શકાય છે: એકમાં માળવાનો ઉચ્ચ પ્રદેશ, બીજા ભાગમાં બુંદેલખંડનો નીચો પ્રદેશ, અને ત્રીજો ભાગ વિંધ્યાચળ અને સાતપુડાના ડુંગરી પ્રદેશનો છે.

**મુખ્ય પર્વતો:**--**વિંધ્યાચળ** અને **સાતપુડા.**

**મુખ્ય નદીઓ:**—**નર્મદા, શોણ** અને **ચંબલ.**

**આબોહવા:**—આ પ્રદેશમાં ૩૦–૩૫ ઇંચ વરસાદ પડે છે. ઉત્તરના મેદાનના પ્રદેશમાં હવા ઉનાળામાં વધારે ગરમ અને શિઆળામાં વધારે ઠંડી હોય છે. દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં હવા સમધાત છે.

**મુખ્ય પેદાશ:**—સાધારણ અનાજ, તમાકુ અને અફીણ.

**ખનીજ પેદાશ:**—કોયલા, લોખંડ, હીરા અને બીજા અમૂલ્ય ખનીજો.

**લોકો અને ભાષા:**—ત્યાંના લોકો હિંદી ભાષા બોલે છે. સાતપુડા અને વિંધ્યાચળમાં ગોંડ અને ભીલ જાતના અનાર્ય લોકો રહે છે. તેઓ પોતાની ભાષા બોલે છે.

## મુખ્ય રાજ્યો

**ઇંદોર:**—આ રાજ્યના રાજા **હોલ્કર** કહેવાય છે. તે જાતે મરાઠા છે.

**મુખ્ય શહેર: ઇંદોર** (૧,૨૭,૦૦૦):—આ શહેર અહલ્યાબાઈએ વસાવ્યું હતું. તે વેપારનું મોટું મથક છે, અને મધ્ય હિંદ એજંસીના એજંટ ટુ ધી ગવર્નર જનરલ અહીં રહે છે. ત્યાં મધ્ય હિંદ એજંસીના રાજકુમારોને ભણવા માટે એક કૉલેજ છે.

**મહુ:**– ઇંદોરથી ૧૩ માઇલ દૂર છે. ત્યાં લશ્કરી છાવણી છે.

**ભોપાળ:**—આ મુસલમાની રાજ્ય છે. ત્યાં ત્રણ પેઢીથી પઠાણ જાતની શાહજાદી બેગમ રાજ્ય કરતી હતી. હવે નવાબ રાજ્ય કરે છે. તેનું મુખ્ય શહેર **ભોપાળ** છે. આ શહેર ઘણું સુંદર છે. આ શહેરની પાસે **શિહુર**માં ભોપાળના પોલિટિકલ એજંટ રહે છે.

**રેવા:**—આ મોટું રાજ્ય બુંદેલખંડ એજંસીમાં આવેલું છે. તેમાં પુષ્કળ ખાણો અને જંગલો છે. તેની રાજધાની **રેવા** છે.

**પન્ના:**—આ નાનું રાજ્ય પણ બુંદેલખંડ એજંસીમાં આવેલું છે. તે હીરા તથા પાનાં માટે પ્રખ્યાત છે.

**તહેરી:**—આ રાજ્ય જો કે નાનું છે, તોપણ ત્યાંનો રાજા બધાં બુંદેલ રાજ્યોમાં મોટો ગણાય છે. બુંદેલ રજપુતોએ આ મુલક ૫૦૦ વર્ષ પર લીધો હતો, અને તે રજપુતો પરથી આ ભાગનું નામ બુંદેલખંડ પડયું છે.

આ ઉપરાંત **ધાર, દેવાસ** (મોટું અને નાનું), **જાવરા, ઓરછા** અને **દાતીઆ** તથા **રતલામ**નાં નાનાં રાજ્યો છે. રતલામ શહેરમાં બાગ જોવા લાયક છે, અને શહેરમાં મોટા અને સમાંતર રસ્તા છે.

### કૃતિ અને પ્રશ્નો

૧. કુર્ગ પ્રાંતમાં એવી કઈ જાતની છૂટ છે કે જે આખા હિંદુસ્તાનમાં નથી?
૨. કાશ્મીરના લોકો વિષે શું જાણો છો?
૩. કાશ્મીરનો કયો હુન્નર બહુ પ્રખ્યાત છે?
૪. હિંદુસ્તાનમાં સૌથી મોટું દેશી રાજ્ય કયું છે? તે વિષે તમે શું જાણો છો?
૫. મ્હેસૂરની પેદાશમાં કઈ કઈ મુખ્ય છે?
૬. કાવેરી નદીથી મ્હેસુર તથા મદ્રાસ ઇલાકાને જે ફાયદા થયાહોય તે જણાવો.

# પાઠ ૨૦મો

## હિંદુસ્તાન: રાજ્યવહીવટ–૮

### સ્વતંત્ર રાજ્યો અને સંસ્થાનો તથા સિલોન

અત્યાર સુધી આપણે હિંદુસ્તાનમાં સરકારની સીધી હકુમત તળેના મુલક સંબંધી તથા બ્રિટિશ રક્ષણ તળેનાં દેશી રાજ્યો વિષે શીખ્યા. આ ઉપરાંત હિંદુસ્તાનમાં કેટલોક મુલક એવો છે, કે તેના પર બ્રિટિશ સરકારની બીલકુલ સત્તા નથી. આવા મુલકમાં **નેપાળ અને ભુતાનનાં** સ્વતંત્ર રાજ્યો તથા **ફ્રેંચ** અને **ફીરંગી લોકોનાં સંસ્થાનો** છે. આ ઉપરાંત સિલોન કે જે પહેલાં હિંદુસ્તાનનો એક ભાગ હતો, તેને થોડાં વરસથી હિંદુસ્તાનથી છુટું પાડીને 'ક્રાઉન કૉલોની' બનાવવામાં આવેલું છે.

### ૧. નેપાળ

ઉપર બતાવેલા સ્વતંત્ર મુલકમાં **નેપાળ**નું રાજ્ય સૌથી મોટું છે. તે સંયુક્ત પ્રાંતોની ઉત્તરે હિમાલયના પહાડી પ્રદેશમાં ૫,૦૦૦ ફુટની ઉંચાઈએ આવેલું છે. તેની ઉત્તરે **તિબેટનો ઉચ્ચ પ્રદેશ** અને દક્ષિણે **તેરાઇનો નીચો પ્રદેશ** છે. તેરાઇના પ્રદેશમાં કીમતી **સાગ** અને **સીસમ** જેવાં ઈમારતી લાકડાંનાં જંગલો છે, પણ તે બહુજ ભેજવાળો પ્રદેશ હોવાથી ઘણો રોગિષ્ટ છે. નેપાળ ઉચ્ચ પ્રદેશ હોવાથી તેની હવા બહુજ સારી અને તંદુરસ્ત છે. હિમાલયનાં ઉંચામાં ઉંચાં શિખરો **એવરેસ્ટ** અને **ધવલગિરિ** નેપાળની હદમાં છે. પહાડોમાં કેટલીક ફળદ્રુપ ખેડાણ લાયક જમીનની ખીણો છે.

**નદીઓ:—ગોગ્રા, ગંડકી** અને **કુશી.** આ ત્રણે નદીઓનાં મૂળ રાજ્યની સરહદમાં છે.

**મુખ્ય પેદાશ:**—ચોખા, તેલી બીઆં, શણ, ઘઉં વગેરે. ઘઉંમાંથી **બીર** અને બીજી જાતનો દારૂ બને છે.

**લોકો:**—ત્યાંની પ્રજા મોંગોલ લોકો, રજપુતો અને હિંદુઓમાંથી બનેલી મિશ્ર જાતિની છે. લોકો **ગુર્ખા** કહેવાય છે. તેઓ કદે ઠીંગણા, મજબુત બાંધાના અને બહુ જોરાવર હોય છે. હિંદી લશ્કરમાં તેમની ખાસ ભરતી કરવામાં આવે છે. તેમની ટુકડીઓ બહાદુરી માટે પ્રખ્યાત છે. તેઓ હિંદુ છે. તેમાંના ઘણા બૌદ્ધ ધર્મ પાળે છે.



ગુર્ખા રમણી

**મુખ્ય નિકાસ:**—ચોખા, બીજાં અનાજ, તેલી બીઆં, ઢોર, ઘી, શણ અને ચામડાં.

**રાજ્યવહીવટ:**—ત્યાંના રાજા સિસોદીઆ રજપુત છે. તે મહારાજાધિરાજ કહેવાય છે. તે રાજ્યના કામમાં બીલકુલ હાથ ઘાલતા

નથી. રાજ્યનો બધો વહીવટ પ્રધાન કરે છે, ને તે મહારાજા કહેવાય છે. આ રાજ્યમાં સરકાર તરફથી રેસિડંટ કહે છે.

**મુખ્ય શહેરો ખટમંડુ:**—નેપાળની રાજધાનીનું શહેર બાઘમતી નદી પર છે. તે દરિયાની સપાટીથી ૪,૫૦૦ ફુટ ઉંચું ખીણમાં આવેલું છે.

## ૨. ભુતાન

**નેપાળ** અને **ભુતાન**ની વચ્ચે **સિકિમ** આવેલું છે. **ભુતાન** પણ હિમાલયના પહાડી પ્રદેશમાં છે. આ રાજ્ય નેપાળ જેટલું અગત્યનું નથી, અને તેમાં બ્રિટિશ રેસિડંટ રહેતો નથી; પણ સિકિમમાં રહેતા બ્રિટિશ અમલદાર મારફતે હિંદી સરકાર અને આ રાજ્ય વચ્ચેનો વ્યવહાર ચાલે છે. આ રાજ્યને હિંદુસ્તાનની સરકાર જોડે એવી સંધિ છે, કે પરદેશ સાથેની રાજનીતિમાં તેને હિંદી સરકારની સલાહ લેવી પડે છે.

**લોકો અને ધર્મ:**—લોકો મજબુત બાંધાના છે, અને બૌદ્ધ ધર્મ માને છે.

**મુખ્ય નિકાસ:**—ઊન, મીણ, કસ્તુરી અને ઘોડા (ટટ્ટુ) છે.

**મુખ્ય શહેર: પુનાખા:**—આ રાજ્યની રાજધાની દાર્જીલિંગથી ઇશાનમાં ૨૦૦ માઇલ પર આવેલ છે.

## ૩. ફ્રેંચ સંસ્થાનો

બ્રિટિશ લોકો વેપાર અર્થે હિંદુસ્તાનમાં આવ્યા, તેજ વખતે ફ્રેંચ લોકો પણ આવ્યા હતા આ લોકોએ પોતાનાં થાણાં હિંદુસ્તાનના પૂર્વ કિનારા પર નાખ્યાં હતાં, અને તેમની ધીમે ધીમે હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપવાની ઇચ્છા હતી, તેથી તેમણે દેશી રાજ્યોમાં હાથ ઘાલવા માંડયો. અંગ્રેજ લોકોની ઇચ્છા વેપારનો લાભ લેવાની હતી, પણ દૈવની ઇચ્છા કાંઇક જુદીજ હતી; તેથી અંગ્રેજોએ હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપ્યું, અને ફ્રેંચોને હિંદુસ્તાન લગભગ છોડી દેવું પડયું. અત્યારે તેમના તાબામાં ફક્ત ૨૦૦ ચોરસ માઇલ જમીન છે, અને તેમનાં સંસ્થાનોમાં વસ્તી લગભગ ત્રણ લાખ માણસની છે.

**મુખ્ય નિકાસ:**—મગફળી, સુતરાઉ કાપડ અને ચોખા.

**મુખ્ય સંસ્થાનો: પોંડીચેરી:**—કોરોમાંડલ કિનારા પર છે. ત્યાં ફ્રેંચ ગવર્નર જનરલ રહે છે. ત્યાં કેટલીક સુતરની તથા કાપડની મિલો છે.

**ચંદ્રનગર:**—કલકત્તાની ઉત્તરે હુગલી નદી પર આવેલું છે.

**કારીકલ:**—કાવેરીના મુખપ્રદેશમાં છે.

**યાનાન:**—ગોદાવરી નદીના મુખ આગળ છે.

**માહી:**—મલબાર કિનારા પર છે.

## ૪. ફીરંગીનાં સંસ્થાનો

હિંદુસ્તાન સાથે સીધો વેપાર કરવા માટે યુરોપી પ્રજાને આકર્ષણ થયું, ત્યારે હિંદુસ્તાન આવવા માટે સીધો દરિઆઈ માર્ગ શોધવાના જુદી જુદી પ્રજાઓએ પ્રયાસ કર્યા, તેમાં સૌથી પહેલાં ફીરંગી લોકો ફતેહમંદ થયા, અને તેમણે સૌથી પહેલાં હિંદુસ્તાનમાં થાણાં નાખ્યાં. તેમનાં મુખ્ય થાણાં મૂળથીજ **દીવ, દમણ અને ગોવા** છે. તે બધાં હિંદુસ્તાનને પશ્ચિમ કિનારે આવેલાં છે. તેમાં સૌથી અગત્યનું **ગોવા** છે. આ સંસ્થાનોનું ક્ષેત્રફળ ૧,૬૦૩ ચોરસ માઇલ છે, અને વસ્તી લગભગ ૬,૦૦,૦૦૦ માણસોની છે. ગોવામાં આ સંસ્થાનોનો **ગવર્નર** જનરલ રહે છે, તથા રોમન કેથોલિક મતના એક ધર્મગુરુ **સેંટ ફ્રાન્સિસ ઝેવિયરની** ત્યાં કબર છે. તે ઘણીજ પવિત્ર ગણાય છે.

**દીવ:**—કાઠિઆવાડની દક્ષિણે આવેલું છે. તે પહેલાં આબાદ બંદર હતું.

**દમણ:**—મુંબઈની ઉત્તરે લગભગ ૧૦૦ માઇલ પર આ બંદર છે. તેનો **નગરહવેલી** તાલુકો બહુ ફળદ્રુપ છે.

## ૫. સિલોન

**સામાન્ય વર્ણન:**—આ મોટો ટાપુ હિંદુસ્તાનની દક્ષિણે છે. તેની અને હિંદુસ્તાનની વચ્ચે ૨૧ માઇલ દરિયો છે. તેને **પાકની સામુદ્રધુની** કહે છે. આમાં નાના નાના ટાપુઓની એક હાર હિંદુસ્તાનના કિનારાથી છેક સિલોન સુધી છે. તે પૂલના થાંભલાઓની માફક હોવાથી તેને 'ઍડમ્સબ્રિજ' એટલે 'આદમનો પૂલ' કહે છે. હિંદુ લોકો એમ માને છે કે જ્યારે **રામચંદ્રજી** લંકા પર સવારી લઈ ગયા, ત્યારે તેમણે વાંદરાંની મદદથી એક પૂલ બાંધ્યો હતો, તેથી હિંદુઓ તેને '**સેતુબંધ**' કહે છે.

**રાજ્યવહીવટ:**—આ ટાપુમાં પહેલાં સિંહાલી રાજા રાજ્ય કરતા હતા. તેમની રાજધાની કૅન્ડીમાં હતી, પણ ઇ. સ. ૧૮૧૫માં ત્યાંના રાજાને ગાદીએથી ઉઠાડી મૂકીને આ ટાપુને હિંદુસ્તાનના સામ્રાજ્ય તળે મૂકવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૯૦૧માં તેને 'ક્રાઉન કૉલોની' બનાવીને હિંદુસ્તાનથી જુદો પાડીને એક ગવર્નરના હાથ તળે સીધો બ્રિટિશ સરકારની હકુમત તળે મૂકવામાં આવ્યો હતો. ગવર્નરને મદદ કરવા માટે ૭ મેંબરોની એક કારોબારી કાઉન્સિલ તથા ૩૭ સભાસદોની ધારાસભા છે. આ ટાપુનું ક્ષેત્રફળ કાઠિઆવાડથી સવા ગણું છે, અને તેની વસ્તી તેનાથી દોઢ ગણી છે.

**આબોહવા:**—વિષુવવૃત્ત પાસે હોવાથી ત્યાંની હવા બહુ ગરમ છે, પણ વચલો ભાગ ઉચ્ચ પ્રદેશ હોવાથી ત્યાં ઠંડક રહે છે. ઉચ્ચ પ્રદેશમાં બે મોટાં શિખરો છે: **પેદ્રાતાલાગલા** (૮,૨૦૦ ફુટ) અને **સામતિલ્લા** (૮,૪૦૦ ફુટ). બાકીનો પ્રદેશ સપાટ છે. તેમાં વરસાદ જુનથી ફેબ્રુઆરી સુધી પડે છે. ઉત્તર ભાગની હવા સુકી અને ગરમ છે.

**પેદાશ:**—અહીં પહેલાં ઘણાં જંગલો હતાં. તેમાંથી કેટલાંએ હવે કપાઈ ગયાં છે. હજુ પણ છે તેમાં કીમતી લાકડું થાય છે. જંગલો કાપીને તે જગાએ બુંદ તથા ચાના બગીચા બનાવવામાં આવ્યા છે. અગાઉ બુંદની જબરી પેદાશ હતી, પણ હાલમાં ચા, મુખ્ય પેદાશ છે. સિલોનનો ચાનો વેપાર હિંદુસ્તાનના ચાના વેપાર કરતાં કોઈ પણ રીતે ઉતરતો નથી. આ ઉપરાંત કોકો, નાળિએર, તમાકુ, તજ, એલચી, સિંકોના તથા રબરનાં ઘણાં ઝાડ છે. અનાજમાં ચોખા મુખ્ય પાક છે.

**ખનીજ** તથા **બીજી પેદાશ:**—ખનીજમાં મુખ્ય પ્લંબેગો છે. તે ઉપરાંત માણેક તથા મીઠું પણ ખનીજની પેદાશમાં છે. પ્લંબેગો પેન્સિલો બનાવવાના ઉપયોગમાં આવે છે. મનારના અખાતમાંથી મોતી નીકળે છે. કિનારા પર મીઠું પકવવામાં આવે છે.

**લોકો, ભાષા અને ધર્મ:**—આ ટાપુમાં **સિંહાલી** લોકોની વસ્તી ઘણી છે. તે ઉપરાંત દક્ષિણ હિંદુસ્તાનમાંથી ત્યાં **તામિલ** લોકો જઈ વસ્યા છે, તેમજ **મુર** જાતના **આરબ** વેપારીઓના વંશજો પણ ત્યાં ઘણા છે. સિંહાલી લોકો સિંહાલી ભાષા બોલે છે, તથા બૌદ્ધ ધર્મ પાળે છે.

તેઓ રંગે શામળા છે. તામિલ લોકો હિંદુ ધર્મ પાળે છે, અને તેલુગુ ભાષા બોલે છે.

**મુખ્ય જનાવરો:**—જંગલોમાં હાથી, ચિત્તા અને રીંછ જોવામાં આવે છે.

**મુખ્ય નિકાસ:**—ચા, ગુંદ, નાળિએર, કોપરાં, કોપરેલ, કાથાનાં દોરડાં, સિંકોના, રબર, કોકો, તજ, એલચી, પ્લંબેગો, એબની, સોપારી અને વેનિલા.

**મુખ્ય શહેરો: કોલંબો** (૨,૧૧,૦૦૦):—પશ્ચિમ કિનારે મોટું બંદર છે. અહીં યુરોપ, આફ્રિકા, એશિઆ અને ઑસ્ટ્રેલિઆના દરિઆઈ માર્ગો બધા એકઠા થાય છે. અહીં સ્ટીમરો કોલસા લેવા રોકાય છે.

**પૉઈંટ દી ગાલ** (૪૦,૦૦૦):—કોલંબોની ગોદી તૈયાર કર્યા અગાઉ આ એક મોટું બંદર હતું.

**જાફના:**—ઉત્તર કિનારે હિંદુસ્તાન જોડે વેપારનું મુખ્ય સ્થળ છે.

**કૅન્ડી:**—અસલના સિંહાલી રાજાઓનું પાટનગર હતું. તેમાં વનસ્પતિ-શાસ્ત્રના અભ્યાસ માટે બગીચાઓ રાખવામાં આવ્યા છે.

**માલદ્વીપ:**—સીલોનની પશ્ચિમે ૫૦૦ માઈલ પર પરવાળાંના ટાપુઓનો સમૂહ છે. ત્યાં મુસલમાન સુલતાન રાજ્ય કરે છે. તે સિલોનના ગવર્નરની દેખરેખ તળે છે. તેનો મુખ્ય પાક નાળિએર છે.

## કૃતિ અને પ્રશ્નો

૧. નેપાળના લોકો વિષે તમે શું જાણો છો? હિંદુસ્તાનના ઇતિહાસમાં તે લોકો શો ભાગ ભજવે છે?

૨. ભુતાનની પેદાશમાં ખાસ કીમતી પેદાશ હોય તેનું નામ આપો.

૩. ફ્રેંચ લોકો પાસે હિંદુસ્તાનમાં બહુ થોડો મુલક છે, તો તે મુલક સાચવવા માટે તે લોકોએ શા માટે મોટું ખર્ચ રાખ્યું હશે?

૪. ફીરંગી લોકોનાં સંસ્થાનોમાં કયું અગત્યનું સંસ્થાન હિંદુસ્તાનમાં છે?

૫. સિલોનને અને હિંદુસ્તાનને પહેલાં શો સંબંધ હતો અને હમણાં છે?

૬. સિલોનની પેદાશમાં મુખ્ય પેદાશ કઈ છે? આ પેદાશની ચીજો ઘટી જાય તો શું થાય?

૭. સિલોનના વતનીઓ સંબંધી તમે શું જાણો છો?

# પાઠ ૨૧મો
# એશિઆ ખંડ
## સામાન્ય માહિતી

પાછલાં ધોરણોમાં તમે તમારા ગામની, તાલુકાની, જિલ્લાની, ઇલાકાની અને તે પછી તમારા દેશની ભૂગોળ શીખ્યા. આપણે આ પૃથ્વી પર વસીએ છીએ તેમાં આપણો દેશ કયાં છે, તે આપણે બરાબર સમજવું જોઈએ.

તમે પ્રાકૃતિક ભૂગોળ વધારે શીખશો ત્યારે તમે સમજશો, કે આપણી પૃથ્વી દેખાય છે તેવી સપાટ અને સીધી નથી. તમે 'દરિયો' શબ્દ સાંભળ્યો છે. આપણી પૃથ્વીની ફક્ત પા ભાગની જમીનજ ખુલ્લી છે, અને પોણા ભાગ પર દરિયો છે.

તમે પૃથ્વીના નકશામાં આ ગોળાના બે ભાગ પાડેલા જોશો. તેમાં એક ભાગમાં ઘણી જમીન દેખાય છે, અને બીજા ભાગમાં થોડી જમીન છે. જે ભાગમાં ઘણી જમીન છે, તે ભાગમાં આપણો એશિઆ ખંડ આવેલો છે. આ ગોળાર્ધની જમીન તરફ નજર કરતાં તેના બે મોટા ભાગ પડેલા લાગે છે. એક ભાગ છેક પૂર્વથી પશ્ચિમ સુધી ફેલાએલો છે, અને બીજો ભાગ લગભગ ચારે બાજુ સમુદ્રથી છુટો પડેલો લાગે છે. જે સળંગ ભાગ છે તે **યુરેશિઆ** કહેવાય છે, અને જે અલગ ભાગ લાગે છે તે **આફ્રિકા** કહેવાય છે. સળંગ ભાગમાં વચ્ચે **યુરલ** નામના પર્વતની હાર આવેલી છે. તેની પૂર્વ તરફનો ભાગ **એશિઆ ખંડ** કહેવાય છે, અને તે આપણો ખંડ છે; પશ્ચિમ તરફનો ભાગ **યુરોપ** કહેવાય છે. બીજા ગોળાર્ધમાં લગભગ વચ્ચે ઉત્તરથી દક્ષિણ સુધી માત્ર એકજ ખંડ આવેલો છે, અને તે **અમેરિકા** ખંડ કહેવાય છે.

આ બંને ગોળાર્ધમાં કેટલાક નાના મોટા ટાપુઓ આવેલા છે. જે ટાપુઓ જે ખંડની પાસે હોય, તે ખંડના ભાગ તરીકે તેમને ગણવામાં આવ્યા છે; ફક્ત **ઑસ્ટ્રેલિઆને** જુદો ખંડ ગણવામાં આવ્યો છે.

આપણો **એશિઆ** ખંડ બીજા બધા ખંડો કરતાં મોટો છે, દુનિયાની બધી જમીનનો ત્રીજો ભાગ એશિઆ ખંડમાં છે. તેમાં વસ્તી પણ વધારે છે.

## ૧. સીમા

આ ખંડની ત્રણ બાજુએ દરિયો અને એક બાજુએ જમીન છે. ઉત્તરે **ઉત્તર મહાસાગર**, પૂર્વે **પાસિફિક મહાસાગર**, દક્ષિણે **હિંદી મહાસાગર** અને **અરબી સમુદ્ર**, અને પશ્ચિમે **યુરોપ** છે.

આ ખંડ **યુરલ પર્વત** અને **યુરલ નદી** વડે **યુરોપથી** અને **સુએઝની નહેર** વડે **આફ્રિકાથી** જુદો પડે છે. પહેલાં એશિઆ અને આફ્રિકા **સુએઝની સંયોગીભૂમિ** વડે જોડાએલા હતા, પણ સુએઝની નહેર ખોદાયા પછી આફ્રિકા ખંડ એક મોટો ટાપુ બની ગયો છે.

## ૨. કુદરતી રચના

**ઉત્તરનો પ્રદેશ:**—એશિઆના પ્રાકૃતિક નકશા તરફ નજર કરીએ, તો ઉત્તરમાં એક મોટું મેદાન માલમ પડે છે. તેમાં તાર્તરી અને સાઈબીરિઆનો સમાવેશ થાય છે.

**મધ્યનો પહાડી પ્રદેશ:**—આ પ્રદેશમાં દુનિયાના ઉંચામાં ઉંચા પહાડો અને ઉચ્ચ પ્રદેશ આવેલા છે. તે પહાડોની એક જગાએ ગાંઠ પડેલી લાગે છે. આ જગાને **પામીર**નો ઉચ્ચ પ્રદેશ કહે છે, અને તેને દુનિયાનું છાપરૂં કહે છે. તે લગભગ ૧૮,૦૦૦ ફુટ ઉંચો છે.

**ઉચ્ચ પ્રદેશો:**—હિમાલયની ઉત્તરે **તિબેટ**નો ઉચ્ચ પ્રદેશ છે. આ ઉપરાંત **મોંગોલિઆ** અને **ગોબીનું રણ** (ચીનની ઉત્તરમાં) અને પશ્ચિમે **એશિઆ માઇનોર** અને **ઈરાન**ના ઉચ્ચ પ્રદેશો છે.

દક્ષિણમાં **અરબસ્તાન**, **દક્ષિણ હિંદુસ્તાન** અને **હિંદી ચીન**ના સાધારણ ઉચ્ચ પ્રદેશો છે.

**નીચાં મેદાનો:**—**હિંદુસ્તાન**, **ચીન** અને **મેસોપોટેમિઆનાં** ફળદ્રુપ મેદાનો દુનિયાનાં મેદાનોમાં અતિ અગત્યનાં છે.

**ટાપુઓની હાર:**—ખંડની પૂર્વમાં ઉત્તરે **કામશ્ચાટકાથી** દક્ષિણે **ફિલિપાઇન ટાપુઓ** સુધી જ્વાળામુખીથી ઉત્પન્ન થએલા ટાપુઓની હાર આવેલી છે.

## ૩. પહાડો

નકશામાં જોતાં માલમ પડે છે, કે ઉપર કહ્યા પ્રમાણે પામીરની ગાંઠમાંથી ચારે બાજુએ પર્વતો નીકળ્યા હોય તેમ લાગે છે.

**પામીરથી પૂર્વની ગિરિમાળા:—હિમાલય, કારાકોરમ, કયુએલુન, થ્યાનશાન, આલ્તાઈ, યાબ્લોનોઈ અને સ્ટેનોવોઈ** પર્વતો આવેલા છે.




એશિઆ ખંડ : ગિરિમાળા

**પામીરથી પશ્ચિમમાં:-હિંદુકુશ, એલ્બુર્ઝ અને તૌરસ પર્વતો છે.**

**પામીરથી નૈર્ઋત્ય તરફ:-સુલેમાન, હાલા અને કિર્થાર પર્વતો છે.**

ઈરાનની ઉત્તરે **કૉકેસસ** પર્વત છે.

હિંદુસ્તાનની મધ્યમાં **વિંધ્યાચળ** અને **સાતપુડા**, રજપુતાનામાં **અરવલ્લી**, મલબાર કિનારે **પશ્ચિમઘાટ**, અને કોરોમાંડલ કિનારે **પૂર્વઘાટ** પર્વતો આવેલા છે.

## ૪. નદીઓ

એશિઆમાં બે જાતની નદીઓ છેઃ (૧) સમુદ્રને મળનારી, અને (૨) સમુદ્રને નહિ મળનારી.

નકશા તરફ નજર કરશો તો જણાશે કે એશિઆમાં ગિરિમાળા લગભગ મધ્યમાં અને સમુદ્રથી બહુ દૂર છે, તેને લીધે જે નદીઓ સમુદ્રને મળે છે તે ઘણી લાંબી છે. વળી પર્વતો મધ્યમાં હોવાથી આ ખંડમાં નદીઓ ચારે દિશામાં વહે છે. ઉત્તર તરફની નદીઓ બહુજ ઠંડા પ્રદેશમાં વહે છે, એટલે તેમના મુખથી ઘણે દૂર સુધી વરસનો ઘણોખરો ભાગ તેમાં બરફ જામી જાય છે.

**ઉત્તર તરફ વહેતી નદીઓ:**—નીચેની ચાર નદીઓ ઉત્તર તરફ વહે છે.

**ઇર્ટિશ** (૧,૬૨૦ માઇલ):—આલ્તાઈ પર્વતમાંથી નીકળી **ઓબીને** મળે છે.

**ઓબી** (૩,૨૦૦ માઇલ):—આલ્તાઈ પર્વતમાંથી નીકળી ઓબીના અખાતમાં પડે છે.

**યેનેસી** (૨,૯૦૦ માઇલ):—મોંગોલિઆના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી ઉત્તર મહાસાગરમાં પડે છે.

**લીના** (૨,૮૦૦ માઇલ):—બૈકલ સરોવરની ઉત્તરમાંથી નીકળી ઉત્તર મહાસાગરમાં પડે છે.

**પૂર્વ તરફ વહેતી નદીઓ:**—નીચેની ત્રણ મોટી નદીઓ પૂર્વ તરફ વહે છે.

**આમુર** (૨,૭૦૦ માઇલ):—યાબ્લોનોઈ પર્વતોમાંથી નીકળી ઓકોટરકના અખાતમાં પડે છે.

**હોઆંગહો** (૨૫,૦૦ માઇલ):—તિબેટના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી પેચેલીના અખાતમાં પડે છે. આને પીળી નદી કહે છે.

**યાંગસેકયાંગ** (૩,૨૦૦ માઇલ):—તિબેટના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી પાસિફિક મહાસાગરમાં પડે છે. તેમાં ૨,૦૦૦ માઇલ સુધી વહાણો ફરી શકે છે. આ નદી એશિઆ ખંડમાં સૌથી મોટી છે.

**દક્ષિણમાં વહેતી નદીઓ:—સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા, ઈરાવદી, મિનામ, મિકાંગ, યુફ્રેટિસ અને તૈગ્રિસ:** આ નદીઓ પૈકી હિંદુસ્તાનની નદીઓ વિષે આપણે શીખી ગયા છીએ.

**મિકાંગ** (૨,૮૦૦ માઇલ):—તિબેટમાંથી નીકળી બ્રહ્મદેશ, સિઆમ, કૅમ્બોડિઆ અને કોચીન ચીનમાં થઈ ચિનાઈ સમુદ્રમાં પડે છે.

**યુફ્રેટિસ** ( ૧,૭૦૦ માઇલ ):—આર્મીનિઆના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી ઈરાનના અખાતમાં પડે છે.

**તૈગ્રિસ** (૧,૧૦૦ માઇલ):—આ નદી પણ આર્મીનિઆના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી યુફ્રેટિસ નદીને મળે છે.

**સરોવરને મળનારી નદીઓ:**—મહાસાગરમાં નહિ પડનારી નદીઓમાં મુખ્ય **ઑક્સસ** અથવા **આમુદર્યા** (૧,૩૦૦ માઇલ) અને **સીરદર્યા** અથવા **સીહુન** એરલ સમુદ્રમાં પડે છે. **ઈલી** નદી બલકાશ સરોવરમાં પડે છે, **યુરલ** નદી કાસ્પિઅન સમુદ્રમાં પડે છે, અને **જૉર્ડન** નદી મૃત સરોવરમાં પડે છે. જૉર્ડન નદી પૃથ્વીની સપાટી પર બહુજ નીચાણના પ્રદેશમાં વહે છે.

## ૫. સરોવરો

મધ્યના ઉચ્ચ પ્રદેશની ઉત્તરે સરોવરો વધારે માલમ પડે છે. તેમાં કેટલાંક મીઠા પાણીનાં અને કેટલાંક ખારા પાણીનાં છે. મીઠા પાણીનાં સરોવરોમાં મુખ્ય **બૈકલ, ગોકચા** અને **વુલર** છે. ખારા પાણીનાં સરોવરોમાં **કાસ્પિઅન, એરલ, બલકાશ** અને **મૃત** સરોવરો મુખ્ય છે.

**કાસ્પિઅન સમુદ્ર** (૧,૭૦,૦૦૦ ચો. મા.):—આ સરોવર દુનિયામાં સૌથી મોટું છે. તેનો વિસ્તાર મુંબઈ ઇલાકા જેટલો છે. આ સરોવર અને **એરલ સમુદ્ર** (૨૬,૦૦૦ ચો. મા.) એક વખત ઉત્તર મહાસાગરના કોઈ અંદર ગએલા અખાતના ભાગ હોવા જોઈએ, એમ માનવામાં આવે છે. કાસ્પિઅન સમુદ્ર દરિયાની સપાટીથી ૮૫ ફુટ નીચું છે.

**મૃત સરોવર:**—પૅલેસ્ટાઈનમાં દરિયાની સપાટીથી ૧,૩૦૦ ફુટ નીચું છે. તે એટલું તો ખારૂં છે કે તેમાં માછલાં જીવી શકતાં નથી, અને તેમાં માણસ બુચની માફક તરી શકે છે.

**બૈકલ સરોવર** (૨૪,૦૦૦ ચો. મા.):—આ મીઠા પાણીનું સરોવર ૧,૫૦૦ ફુટની ઉંચાઈએ આવેલુ છે. તે દુનિયામાં ઉંડામાં ઉંડું સરોવર છે.

**વુલર સરોવર:**— કાશ્મીરમાં ઝેલમ નદીના પહોળા પ્રવાહથી બનેલું છે.

## ૬. ટાપુઓ

એશિઆ ખંડની પૂર્વ તરફ મોટા ટાપુઓ જોવામાં આવે છે. ઉત્તર મહાસાગરમાં **નવો સાઇબીરિઆ** નામે ટાપુ છે. તેની જમીનમાંથી હાથીદાંત મળે છે. પાસિફિક મહાસાગરમાં **ક્યુરાઈલ** નામનો ટાપુ જ્વાળામુખીના પ્રદેશનો બનેલો છે. તે તરફ બીજા ટાપુઓ **સેગેલીઅન, જાપાનના ટાપુઓ, લુચુ, ફૉર્મોસા** અને **હૈનાન** છે.

હિંદી મહાસાગરમાં **સિલોન** અને ભૂમધ્ય સમુદ્રમાં **સાઇપ્રસ** છે.

## ૭. આબોહવા

આ ખંડ ઉત્તર ધ્રુવથી છેક વિષુવવૃત્ત સુધી આવેલો હોવાથી તેમાં દરેક જાતની હવા નજરે પડે છે. આબોહવાનો આધાર અક્ષાંશ, ઉંચાણ અને પડોશમાંના દરિયા પર રહેલો છે. આ બધાં કારણોની અસરથી તેમાં બહુજ ગરમ, મધ્યમસર હવાવાળા, મોન્સૂનના પ્રદેશો વગેરે બધી જાતના પ્રદેશો નજરે પડે છે. સામટે મેળે જોતાં આબોહવા પ્રમાણે એશિઆના સાત ભાગ થાય છે.

(૧) **ઉત્તરનો પ્રદેશ:**—આ પ્રદેશની હવા સુકી અને ઠંડી છે. ત્યાં વરસાદ બહુ પડતો નથી. શિઆળામાં આ પ્રદેશમાં એટલી બધી ઠંડી પડે છે, કે નદીઓનાં પાણી ઠરી જઈને બરફ બની જાય છે.

(૨) **રણનો પ્રદેશ:**—આ પ્રદેશ અરબસ્તાનથી ગોબીના રણ સુધી લંબાય છે. તેમાં રાત્રે ઘણી ઠંડી અને દિવસે સખત તાપ પડે છે. તેમાં વરસાદ ભાગ્યેજ પડે છે. આ પ્રદેશમાં આવેલાં મુખ્ય રણો **અરબસ્તાનમાં, ઈરાનમાં, હિંદુસ્તાનમાં** અને **ચીનમાં** છે.

(૩) **મોન્સૂનના પ્રદેશો:—હિંદુસ્તાન, હિંદી ચીન, શુદ્ધ ચીન, મલયદ્વીપસમૂહ** અને **જાપાન** એ મોન્સૂનના પ્રદેશો છે. એ પ્રદેશોમાં **શિઆળો, ઉનાળો** અને **ચોમાસું** એવી ત્રણ ઋતુઓ હોય છે.

(૪) **ગરમ પ્રદેશો:**—મલયદ્વીપસમૂહ, સિલોન અને હિંદુસ્તાનનો દક્ષિણ ભાગ વિષુવવૃત્તની પાસે હોવાને લીધે ગરમ પ્રદેશો છે. આ ભાગોમાં ગરમી અને વરસાદ આખું વર્ષ પડે છે.

(૫) **મધ્યમસરઘાસવાળીજમીનના પ્રદેશો:**—આવા પ્રદેશો એશિઆ અને યુરોપના જોડાણુની આસપાસ છે.




એશિઆ ખંડ : વરસાદ

(૬) **ઠંડો મધ્યમસર દરિઆઈ હવાનો પ્રદેશ:**—આખા ખંડમાં આવો પ્રદેશ માત્ર **જાપાન** છે.

(૭) **બહુજ ઠંડીના પ્રદેશો:**—સાઈબીરિઆની ઉત્તરે ઉત્તર સમુદ્રમાં આવેલા દ્વીપોનો આમાં સમાવેશ થાય છે.

## ૮. વનસ્પતિ

વનસ્પતિનો આધાર આબોહવા પર રહેલો છે. બહુજ ઠંડા પ્રદેશોમાં કાંઈ પણ ઉગી શકતું નથી. આવા પ્રદેશમાં ઉનાળામાં ટુંકા છોડવા અને સેવાળ થાય છે. આ પ્રદેશને ટુંડ્રાનો પ્રદેશ કહે છે.

સમશીતોષ્ણ કટિબંધમાં શિઆળામાં બહુ થોડું ઉગે છે, પણ વસંત ઋતુ બેસે કે તરતજ પાંદડાં ફૂટે છે. આવા પ્રદેશોમાં ઝાડ ઘણાં થાય છે, અને ઘાડાં જંગલો પણ હોય છે. રણવાળા પ્રદેશોમાં કોઈ કોઈ ઠેકાણે માત્ર ઘાસજ થાય છે. પશ્ચિમ તરફના રણના પ્રદેશમાં ખજુરીનાં ઝાડ પુષ્કળ થાય છે. પાસિફિક તરફનો ઢોળાવ રણ જેવો નથી. તેમાં એપલ, વાલનટ અને લીંબુનાં ઝાડ થાય છે.

વરસાદના પ્રદેશમાં ચોખા, શેરડી, ગળી અને અફીણ થાય છે. દુનિયામાં પેદા થતા ચોખાનો લગભગ અડધો ભાગ હિંદુસ્તાનમાં થાય છે.

ડુંગરો પર ચા થાય છે. હિંદુસ્તાન અને સિલોન મળીને દુનિયાની ચાની અર્ધ ઉપરાંત ચા પુરી પાડે છે. ડુંગરો પર પુષ્કળ જંગલો છે.

દરિયાકિનારા પર નાળિએર, સોપારી, તેજાના અને પુષ્કળ મેવો થાય છે.

## ૯. જનાવર

છેક ઉત્તરમાં જ્યાં લાંબા વખત સુધી બરફ પડી રહે છે, ત્યાં મુખ્ય જનાવર રેન્ડીઅર છે. રેન્ડીઅર બરફ પર બહુજ સારી રીતે ચાલી શકે છે. આ જનાવર ત્યાંનાં માણસોને વાહનનું સાધન છે. વળી તેનું દૂધ તથા માંસ ખોરાક તરીકે વપરાય છે.

જંગલોના પ્રદેશમાં રીંછ, રૂવાંવાળાં પ્રાણીઓ અને બે ખુંધવાળાં ઊંટ જોવામાં આવે છે. મધ્ય એશિઆમાં ઘોડા અને તિબેટમાં યાક નામનાં બળદ જેવાં પ્રાણીઓ વાહન માટે ઉપયોગમાં આવે છે.

હિંદુસ્તાન અને હિંદી ચીનમાં હાથી, વાઘ, સિંહ, ઘોડા, ગેંડા, પાડા અને રીંછ જોવામાં આવે છે. અરબસ્તાન અને ઈરાનના ઘોડા વખણાય છે.

## ૧૦. લોકો

એશિઆ ખંડમાં લોકોની મુખ્ય બે જાતો છે: (૧) **કૉકેશિઅન**, (૨) **મોંગોલિઅન**; ત્રીજી **મલય** નામની જાત માત્ર દક્ષિણમાં નજરે પડે છે. એશિઆ ખંડની વસ્તી દુનિયાની વસ્તીના અર્ધ ઉપરાંત છે.




### એશિઆ ખંડ: લોકો, જનાવર અને પેદાશ

કૉકેશિઅન જાતમાંથી ઉતરી આવેલા લોકો એશિઆ ખંડના પશ્ચિમ ભાગમાં અને હિંદુસ્તાનમાં વસે છે. આ લોકો ગૌર અને ઘઉંવર્ણા હોય છે, અને તેઓના વાળ કાળા અથવા બદામી રંગના અને સુંવાળા હોય છે. તેમનું મોં સહેજ લાંબું હોય છે, અને તેઓ શરીરે ઉંચા અને કદાવર હોય છે.

મોંગલ જાતના લોકો ઉત્તર એશિઆ અને મધ્ય એશિઆમાં વસે છે. તેમની ચામડી પીળી હોય છે. તેમનાં ગાલનાં હાડકાં ઉપસેલાં, આંખો

ત્રાંસી અને સાંકડી, નાક ચપટાં, વાળ સીધા અને કાળા, અને દાઢી આછી હોય છે.

મલય લોકોની આંખો કોકેશિઅન જેવી, વાળ મોંગોલિઅન જેવા લાંબા અને બરછટ, અને મોઢાનો ઘાટ કાળા હબસીના મોઢા જેવો અને જરા ચપટો હોય છે.

## ૧૧. ધર્મો

એશિઆ ખંડમાં મુખ્ય ધર્મ ત્રણ છે: (૧) **હિંદુ**, (૨) **બૌદ્ધ** અને (૩) **મુસલમાન.** થોડા ખ્રિસ્તીઓ પણ છે.

ચીન, જાપાન, હિંદી ચીન અને સિલોનના લોકોનો મુખ્ય ધર્મ બૌદ્ધ છે. હિંદુસ્તાનમાં ૩/૪ લોકો હિંદુ ધર્મ પાળે છે. નૈર્ઋત્ય તરફના લોકોને મુખ્ય ધર્મ મુસલમાન છે.

## ૧૨. ખનીજો

એશિઆ ખંડમાં ઘણી જાતના કીમતી ખનીજો નીકળે છે.

ધાતુઓમાં સોનું અને બીજી કીમતી ધાતુઓ, લોખંડ, તાંબું અને કલાઈ મોટા પ્રમાણમાં મળી આવે છે.

બીજા ખનીજોમાં કોયલા, કેરોસીન અને મીઠું મુખ્ય છે.

## ૧૩. ખેતીની પેદાશ

ઉત્તર ધ્રુવના પ્રદેશોમાં અને સાઈબીરિઆમાં અનાજ પાકતું નથી. તેમની દક્ષિણમાં આવેલા એશિઆ માઈનોર, ચીન અને જાપાનમાં ડાંગર, જુવાર, મકાઈ અને ઘઉં થોડા ઘણા ઉત્પન્ન થાય છે. વરસાદવાળા ગરમ પ્રદેશમાં મુખ્ય પાક ડાંગર છે, અને તે ભાગમાં લોકોનો મુખ્ય ખોરાક ચોખા છે. દક્ષિણમાં આ ઉપરાંત શેરડી, ગરમ મસાલા, ગુંદર, ગટાપર્ચા, ઈંડિઆ રબર, રાળ અને ઔષધિ થાય છે.

ખેતીની બીજી મુખ્ય પેદાશમાં રૂ, શણ, તમાકુ, અફીણ, ચા અને ગુંદ મુખ્ય છે. સાગની પેદાશ પણ સારી છે.

## ૧૪. હુન્નરઉદ્યોગ

એશિઆના મુખ્ય હુન્નરો ચીન અને હિંદુસ્તાનમાં છે. તેમાં સુતરાઉ કાપડ, શણના કોથળાઓ અને ટાટ છે. આ ઉપરાંત ચીનમાં અને

જાપાનમાં રેશમી કાપડ અને ફટાકડા બનાવવામાં આવે છે. બીજા હુન્નરોમાં શેતરંજીઓ, શાલો, કાથાનાં દોરડાં વગેરે છે, પણ તે મોટા પ્રમાણમાં બનતાં નથી.

## ૧૫. વેપાર અને વેપારના માર્ગો

એશિઆ ખંડમાં ઘણે ભાગે કાચો માલ ઉત્પન્ન થાય છે, અને તે પરદેશ ચઢે છે. પરંતુ તૈયાર થએલો ઘણો માલ તો પરદેશથી આવે છે.



**એશિઆ ખંડ: ખનીજ, પેદાશ અને વ્યવહારના માર્ગો**

આયાતમાં સુતરાઉ, રેશમી, ઊનનું અને શણનું કાપડ, સાંચાઓ અને ઉપયોગી ધાતુઓ છે.

મુખ્ય નિકાસ ચા, રેશમ, રૂ, રંગો, તેલી બીઆં, ગુંદ, ગરમ મસાલા, ચોખા, ઊન, શણ, સાગ અને કેરોસીન છે.

પરદેશનો વેપાર દરિયામાર્ગે ચાલે છે. ખંડની અંદરના વેપાર માટે બની શકે ત્યાં રેલવે લાઈનો છે, અને બાકીને બીજે ઠેકાણે વણઝારના માર્ગો છે.

આવી એક રેલવે લાઈન ઉત્તરમાં ચીનના **વ્લેડીવૉસ્ટોક** બંદરથી શરૂ થઈ યુરોપમાં છેક **લેનિનગ્રેડ** સુધી જાય છે.

ચીનમાં બહુ થોડી રેલવે છે. જાપાનમાં અને હિંદુસ્તાનમાં ઘણી રેલવે લાઈનો છે. મધ્ય એશિઆમાં ફક્ત વણઝારાના માર્ગોનોજ ઉપયોગ થાય છે; કારણ કે ત્યાં કુદરતી અડચણોને લીધે તથા વેપાર કરવા માટે જોઈતા માલની અછતને લીધે રેલવે પોષાય એમ નથી.

એશિઆ ખંડના પશ્ચિમના દેશોમાં મેસોપોટેમિઆ, અરબસ્તાન, એશિઆ માઈનોર અને રશિઅન તુર્કસ્તાનમાં થોડી રેલવે લાઈનો છે.

એશિઆ ખંડમાં જળમાર્ગ તરીકે ઉપયોગમાં આવે તેવી નદીઓ પણ બહુજ થોડી છે. ચીનમાં અને હિંદુસ્તાનમાં થોડી નદીઓ જળમાર્ગ તરીકે વપરાય છે.

દરિયામાર્ગે વહેવાર માટે નીચેનાં બંદરો સારાં છે.

**હિંદુસ્તાનઃ—મુંબઈ, કલકત્તા, મદ્રાસ, કરાંચી અને રંગુન.**

| | |
|---|---|
| **સિલોનઃ—કોલંબો.** | **ચીનઃ—શાંગહાઈ, હૉંગકૉંગ.** |
| **જાપાનઃ—યોકોહામા.** | **એશિઆ માઈનોરઃ—સ્મર્ના.** |
| **અરબસ્તાનઃ—એડન.** | **મલયદ્વીપોઃ—સિંગાપોર.** |

## ૧૬. રાજકીય વિભાગો

એશિઆ ખંડના આબોહવા પ્રમાણે આપણે સાત વિભાગ પાડ્યા છે, પણ તેના રાજકીય વિભાગો ચાર ભાગમાં વહેંચાઈ જાય છે.

(૧) ઉત્તર તરફના દેશોમાં **સાઇબીરિઆ, કૉકેશિઆ** અને **રશિઆઈ તુર્કસ્તાન** છે.

(૨) પામીરથી પશ્ચિમ તરફ **અરબસ્તાન, ઈરાનનો ઉચ્ચ પ્રદેશ** અને **એશિઆઈ તુર્કસ્તાન** આવેલા છે.

(૩) મધ્ય એશિઆમાં **તિબેટ, ચિનાઈ તુર્કસ્તાન** અને **મોંગોલિઆ** આવેલા છે.

(૪) પૂર્વ અને દક્ષિણ એશિઆના વરસાદવાળા પ્રદેશોમાં **હિંદુસ્તાન, સિલોન, બ્રહ્મદેશ, હિંદી ચીન, ચીન, જાપાન** અને **કોરીઆ** આવેલા છે.

આ બધાં રાજ્યો વિષે આપણે આગળ શીખીશું.



એશિઆ ખંડ: રાજકીય વિભાગો અને મુખ્ય ધર્મો

## કૃતિ અને પ્રશ્નો

૧. પાંચ ખંડોનાં નામ લખો. પૃથ્વી પર દરેકનું સ્થાન ક્યાં છે તે સમજાવો

૨. એશિઆ ખંડ બધા ખંડોમાં શી રીતે મોટો છે?

૩. પામીર વિષે જે જાણતા હો તે લખો.

૪. એશિઆ ખંડની ગિરિમાળાનો નકશો દોરો.

૫. એશિઆની કુદરતી રચના સમજાવો.

૬. નીચેનાં વિષે શું જાણો છો?
યાંગસેકયાંગ, યુફ્રેટિસ, જૉર્ડન, બૈકલ, મૃત, સેગેલીઅન, સાઈપ્રસ કોલંબો, શાંગહાઈ અને ચેકોહામા.

૭. એશિઆની આબોહવા ધ્યાનમાં લઈ મુખ્ય પ્રદેશ પાડી બતાવો: દરેકને લગતી ટુંકી વિગત આપો.

૮. એશિઆ ખંડમાં જે જનાવરો તમારી નજરે નવાઈ પમાડે એવ હોય તેનાં નામ આપો.

૯. એશિઆ ખંડની વનસ્પતિ વિષે શું જાણો છો?

૧૦. કૉકેશિઅન અને મોંગોલિઅન લોકોનો મુકાબલો કરો.

૧૧. अ. એશિઆ ખંડમાં ચા અને ડાંગરની ખેતીની પેદાશ—
ब. ટાટ, ફટાકડા અને રેશમી કાપડનો ઉદ્યોગ—
क. વ્લેડીવોસ્ટૉકથી યુરલ પર્વત સુધી પશ્ચિમ સરહદ સુધીનો રેલવે માર્ગ-
ड. જાણીતાં બંદરોનાં નામ અને અગત્ય—
એ વિષે જે જાણતા હો તે લખો.

૧૨. એશિઆ ખંડનો નકશો દોરી તેમાં રાજકીય વિભાગોનાં નામ લખી બતાવો



પ્રાથમિક શાળાનાં ધોરણો માટે મંજુર થયેલાં ભૂગોળનાં
પાઠ્ય પુસ્તકો

# સરળ ભૂગોળમાળા

મણકો ૧લો, **ગુજરાત** (ત્રીજા ધોરણ માટે) ૦-૪-
મણકો ૨જો, **મુંબઈ ઇલાકો** (ચોથા ધોરણ માટે) ૦-૫-
મણકો ૩જો, **હિંદુસ્તાન** (પાંચમા ધોરણ માટે) ૦-૫-

: લેખક :

**દ્વારકાદાસ મોતીચંદ દોશી.** બી. એ., એસ. ટી સી. ડી. (ઑનર્સ)
ટી. ડી. (લંડન)

હેડમાસ્તર, ગવર્નમેંટ હાઈસ્કૂલ, **નડીઆદ.**

---

આ પુસ્તકોને અંગે ત્રણે ધોરણો માટે
**સરળ ભૂગોળ નકશાપોથીઓ**
પણ તૈયાર થાય છે.

---

જો ભૂગોળનું શિક્ષણ સફળ અને માનુષી તત્વવાળું
બનાવવું હોય તો ઉપરનાંજ પુસ્તકો વાપરો.

---

સોલ એજન્ટ્સ
**મેસર્સ કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ,**
નાણાવટ, **સુરત.**